(મુંબઈ ઇલાકાના અને વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ શાળાલાઇબ્રેરી તથા ઇનામ માટે મંજુર કીધેલું.)

# પુત્રીશિક્ષા.

ભાષાન્તર કર્તા

**છગનલાલ ઠાકોરદાસ મોદી,** બી. એ.

એજ્યુકેશન ઇન્સ્પેકટર, કડી પ્રાંત, વડોદરા રાજ્ય.

**આવૃત્તિ છઠ્ઠી.**

**મુંબઇ:**

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત્ ૧૯૬૮. ઈ. સ. ૧૯૧૨.

**કિમ્મત ચાર આના.**

# ભાષાંતર કર્ત્તાની પ્રસ્તાવના.

-⊞⊞⊞⊞⊞⊞⊞⊞⊞⊞⊞⊞⊞⊞⊞⊞⊞-

વડોદરા રાજ્યના છોકરાઓમાં તેમજ છોકરીઓમાં કેળવણીનો બહોળો ફેલાવો થાય તેવી રાજ્યના અધિપતિ શ્રીમંત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવની ઘણી ઈચ્છા હોવાથી, તથા ગુજરાતી ભાષામાં સ્ત્રીવર્ગને ઉપયોગી થાય તેવાં પુસ્તકો ગણ્યાં ગાંઠ્યાં હોવાથી, તેવાં પુસ્તકોની વૃદ્ધિ કરવાનો ઈરાદો આ રાજ્યના દેશી કેળવણી ખાતાનો છે. દેશી કેળવણીખાતાની સૂચના અને આશ્રયથી આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે. આ ગ્રંથ હિંદી ભાષામાં છપાયલા "પુત્રીશિક્ષોપકારી ગ્રંથ" નું ભાષાંતર છે. મૂલ ગ્રંથના કેટલાક ભાગમાં ફેરફાર કરવાની જરૂર જણાયાથી તે પ્રમાણે કરેલું છે. આ ગ્રંથમાં આપેલી કવિતા હિંદી ઉપરથી કવિ કાશીશંકર મૂળશંકરે બનાવી આપી છે, તેથી તેમનો ઉપકાર થયો છે.

વડોદરા,<br>ચૈત્રી પૂર્ણિમા<br>સં. ૧૯૪૬.

છગનલાલ ઠાકોરદાસ મોદી.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.



આ પુસ્તક વિષે પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ અને વર્તમાન પત્રોએ આપેલા મત ઉપરથી તથા એની પહેલી આવૃત્તિ નવ માસની અંદર ખપી ગઇ છે, તે ઉપરથી સહજ અનુમાન થઇ શકે છે કે, લોકોને એ પસંદ પડ્યું છે. કેટલાક મિત્રોની સૂચના મુજબ આ આવૃત્તિમાં ઉપયોગી સુધારો કરવામાં આવ્યો છે.

વસંતપંચમી<br>
સં. ૧૯૪૭.

છગનલાલ ઠાકોરદાસ મોદી.

# પુત્રીશિક્ષા.



નાની ઉમરવાળાં સૌને કથા કહાણી સાંભળી ઘણો આનન્દ થાય છે એ વાત સર્વને જાણીતી છે. તેટલા સારુ આ પુત્રીશિક્ષા નામનો ગ્રંથ છોકરીઓના ઉપદેશ માટે ઘણો ઉપયોગી સમજી બનાવ્યો છે. આ ગ્રંથના ચાર અધ્યાય છે. દરેક અધ્યાયમાં જૂદી જૂદી અવસ્થાને લાગુ પડે તેવું, હિંદુ સ્ત્રીઓના રોજના વ્યવહારનું વર્ણન કરેલું છે. વળી સાધારણ વાતચિતમાં બોલાતી સહેલી ભાષા આ ગ્રંથમાં વાપરી છે.

## દોહરા.

વંદુ પ્રભુનાં પદકમળ, જે જગ મૂળ જણાય;
નેહનજર* જેની થતાં, રંક થાય છે રાય. ૧

દયાદૃષ્ટિ કરી દે પ્રભુ, વિમલ બુદ્ધિ ને જ્ઞાન;
કરો મનોરથ સિદ્ધ મુજ, દીનબંધુ ભગવાન. ૨

ગુણગ્રાહકતા† દેખીને, વધ્યો ઉર ઉલ્લાસ;
મતિ પ્રમાણે કવિ કરે, ગુણ પ્રભુતણા પ્રકાશ. ૩

પુત્રીના ભણવા થકી, સુધરે છે સંસાર;
કરીશું કથા પ્રસંગનું, વર્ણન વિવિધ પ્રકાર. ૪

કઠણ ગ્રંથ રચવા થકી, સમજે નહિ મન બાળ;
ભૂલ સુધારી વાંચજો, ધરી વિદ્વાન વહાલ. ૫

---

* સ્નેહયુક્ત નજર—સ્નેહથી ભરેલી નજર. † ગુણના પારખાન.

## અધ્યાય ૧ લો.

નર્મદાતીરે આવેલા ભરુચ શહેરમાં ધરમદાસ નામનો એક વાણીઓ રહેતો હતો. તે ઘણો ધનવાન્ હતો, તેમજ મોટો ધર્મિષ્ઠ તથા ઘણો સદ્ગુણી પણ હતો. એની સ્ત્રી સુલક્ષણા ઘણી ચતુર, ડાહી અને રૂપગુણનો ભંડાર હતી, તેમ પતિવ્રતાનો ધર્મ શો છે, તે પણ સારી રીતે જાણતી હતી. તેને કળાવતી નામની પુત્રી થઈ ત્યારથી તેને શિખવવાના હેતુથી તે ચતુર સ્ત્રીએ પહેલાંથીજ ૪૬ રમકડાં રાખ્યાં, અને દરેક રમકડા ઉપર તેના નામનો એકેક પહેલો અક્ષર અનુક્રમવાર લખ્યો. જયારે તે છોકરી રમવા જોગ થઈ ત્યારે તેને આ ૪૬ રમકડાંવતી તે રોજ રમાડતી અને મૂળાક્ષરના અનુક્રમ પ્રમાણે દરેક રમકડાનું નામ બતાવતી જતી. આ પ્રમાણે કરવાથી થોડા દિવસ વીત્યા, એટલામાં તે છોકરી સઘળાં રમકડાંનાં નામ જાણી ઘણી સારી રીતે મૂળાક્ષરના સઘળા અક્ષરો ઓળખવા લાગી. ત્યાર પછી સુલક્ષણાએ એક નાની ચોપડી લઇ તેમાંથી શિખવવાનું શરુ કીધું ને તેમાંથી તે રોજ ભણાવતી હતી. એક દિવસ કળાવતીને પાઠ યાદ રહ્યો નહોતો, તેથી તેને સુલક્ષણા માર મારતી હતી; તેટલામાં તેના બાપ ધરમદાસ શેઠ દુકાનેથી ઘેર આવી પહોંચ્યા, ને પોતાની દીકરીને રડતી જોઈ પોતાની સ્ત્રીને તેના રડવાનું કારણ પૂછ્યું ને કહ્યું કે, એને શું કરવાને દુઃખ દો છો ? શેઠાણીએ ઘણી નરમાશથી ઉત્તર આપ્યો કે, પ્રાણનાથ! વિદ્વાનનું વચન છે કેઃ-

### દોહરો.

કદી દુઃખ પામ્યા વિના, ગુણ પામે નહિ કોય;
વધ બંધન જો ફૂલ સહે, તો *ગુણવાળું હોય. ૬

અને વળી એમ પણ કહ્યું છે કેઃ—

### દોહરો.

લાડવડે અવગુણ લહે, શુભ મતિ આપે માર;
તેથી બાળક તાડીએ, લાડ ન ગુણ કરનાર. ૭

જે માણસ આ વચન ધ્યાનમાં રાખતો નથી, તે ચંદ્રશંકર પાઠેકની માફક દુઃખી થઈ આખરે પસ્તાય છે. શેઠે પૂછ્યું કે એ શી રીતે? ત્યારે શેઠાણી મધુર વચનથી બોલી કે, આપ ધ્યાન રાખીને સાંભળો, તે વાત હું કહું છું.

અમદાવાદ શહેરમાં ચંદ્રશંકર પાઠેક નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તેના ઘરમાં ધન બહુ હતું, તોપણ પેટે એક પણ સંતાન ન હોવાથી તેની સ્ત્રી કમળાવતીનો જીવ હંમેશાં ઊંચો ને ઊંચો રહેતો હતો. કહ્યું છે કે–પુત્ર વગરનાનું ઘર સૂનું, વિદ્યા રહિતનું હૃદય સૂનું, ને દરિદ્રીનું સઘળું સૂનું. આ બેઉ સ્ત્રી પુરુષ હરહંમેશ ઈશ્વરની સ્તુતિ કર્યા કરતાં કે, “હે સર્વશક્તિમાન્ ઈશ્વર! અમારાપર દયા કરી અમને એક બાળકનું સુખ દેખાડવાની કૃપા કર કે, જેથી અમારું વાંઝયા મહેણું ટળે.” કેટલાક દિવસ વીત્યા એટલે ઈશ્વરકૃપાથી એમને એક પુત્રી થઈ. તે ઘણી રૂપવાન્ હતી. તેનું નામ તેમણે રત્નગવરી પાડ્યું. આ પુત્રી તેમને ઘણી મોટી ઉમ્મરે મહા કષ્ટ થઈ હતી, તેથી તેઓ એને લાડ લડાવતાં હતાં અને તેને શિખવવા ઉપર પણ ધ્યાન આપતાં નહોતાં. જ્યારે એ

* દોરી.

કન્યાં પરણાવવા જોગ થઈ ત્યારે તેનો વિવાહ કરવાની ફિકરમાં તેઓ પડ્યાં. યોગ્ય વરની ખોળ કરવા ચંદ્રશંકર પરદેશ નિકળી પડ્યા. તે ફરતાં ફરતાં પાટણ શહેરમાં જઈ પહોંચ્યા. અહીંઆં સોમનાથ નામનો એક મહા ધનવાન્ પણ્ડિત રહેતો હતો, તેને વિદ્યાનંદ નામનો એક પુત્ર હતો; તે ઘણો શીળો, ખીલતી જુવાનીમાં આવેલો અને રૂપવાન્ હતો. વળી તે સઘળી વિદ્યા ભણેલો હતો. એનાં શીળ, ગુણ અને ચતુરાઈ જોઇને ચંદ્રશંકર મોહ પામ્યા. તેથી સોમનાથને વિનતિ કરી તેણે જણાવ્યું કે, હું મારી પુત્રી આપના પુત્રને આપવાની ઈચ્છા રાખું છું. સોમનાથે કહ્યું, જેવી આપની મરજી; હું આપના વિચારની વિરુદ્ધ જઈ શકનાર નથી; કેમકે આપના શીળ અને ગુણની પ્રશંસા સાંભળી આપનાં દર્શન માટે હું ઘણી ઉમેદ રાખતો હતો. કહ્યું છે કેઃ—

દોહરો.

સુજન સુજનને જોઇને, મન સંતોષી થાય;<br>
જોઈ ચકોરી ચંદ્રને, જ્યમ મનમાં મકલાય. ૮

આપનાં દર્શનથી મારું ચિત્ત ઘણું જ પ્રસન્ન થયું છે. ચંદ્રશંકર બોલ્યા, આપના દર્શનથી હું મારો જન્મ સફળ થયો ગણું છું. ચંદ્રશંકરે નાળિયેર ને પાનનાં બીડાં આપી વિદ્યાનંદની સાથે પોતાની પુત્રીનો વિવાહ કીધો, અને ઘેર આવી લગ્નની તૈયારી કરવા માંડી. પછી શુભ મુરત લઈ જાનને તેડાવી તેણે પોતાની પુત્રીનાં લગ્ન કીધાં, અને અનેક પ્રકારનાં દાન, વસ્ત્ર અને દાસીઓ આપી પુત્રીને તથા જાનને વિદાય કીધી. કેટલેક દિવસે જાન ઘેર પહોંચી અને કુળની રીત પ્રમાણે સોમનાથ પણ્ડિતે સઘળો કારવ્યવહાર

કર્યો. પછી એક દિવસ રત્નગવરી સોળ સણગાર ધારણ કરી સોનાની થાળમાં રતનદિવડો મૂકી, રાતને વખતે પલંગ ઉપર જ્યાં વિદ્યાનંદ સૂતો હતો ત્યાં ગઈ, ત્યારે વિદ્યાનંદે પૂછ્યું કે, તમે કોણ છો ? રત્નગવરીએ જવાબ દીધો કે, હું આપની સ્ત્રી છું. વિદ્યાનંદ બોલ્યો, સ્ત્રી કોને કહે છે? રત્નગવરીએ ચીડાઇને કહ્યું કે, શું તમે એટલા અજાણ થઇ ગયા છો કે સ્ત્રીને પણ નથી ઓળખતા ? એવાં કઠોર વચન સાંભળીને વિદ્યાનંદ સમજી ગયો કે, આ સ્ત્રી કંઇ ભણીગણી નથી, પણ મહા મૂર્ખ છે. કહ્યું છે કેઃ-

### દોહરો.

ભલા ભુંડા સરવે ભલા, જ્યાં સુધી વદે ન બોલ;
કાગ પીકનો* થાય છે, ઋતુ વસંતમાં તોલ. ૯

વિદ્યાનંદ પોતાની સ્ત્રીને અભણ જાણીને ઘણો ઉદાસ થયો; કહ્યું છે કેઃ-

### દોહરો.

અભણ નારીને નર ચતુર, ચતુર અભણને નાર;
મન બેનાં મળતાં નથી, સુખ નવ લહે લગાર. ૧૦

પછી થાળ ભોંય ઉપર મૂકીને રત્નગવરી પલંગ ઉપર બેશી ગઇ, ને વિદ્યાનંદે તેની સાથે વાતચિત કરી ખરી, તોપણ તે ખુલ્લા મનથી નહીં; ખરેખર,

### દોહરો.

સ્વભાવ મળતાં મન મળે, નહિ તો મળે નહીંજ;
ફાટે દૂધ કાંજીવડે, દહીં તો કરે દહીં જ. ૧૧

---

* કોયલ.

પણ્ડિત પણ્ડિતને મળવાથી પ્રસન્ન થાય છે, મૂર્ખને મળવાથી થતો નથી. વિદ્યાનંદ બોલ્યો કે, તમે મોટા પણ્ડિતના ઘરમાં જન્મ ધર્યો ને બાળક અવસ્થામાં વિદ્યા ન શિખ્યાં એ સારું ન કીધું. કેમકે રૂપ હોય, જુવાની હોય, મોટા કુળમાં જન્મ થયો હોય, છતાં માણસ વિદ્યા વગરનું હોય તો તે સઘળું નકામું છે; દાખલા તરીકે જૂઓ કે, કેસુડીના ફૂલમાં સુગંધ નથી, તેથી તેની શોભા સમૂળગી ગણાતી નથી. વળી સંસારમાં દેહ ધારણ કરી જે વિદ્યા ન શિખ્યું, તે કેવળ પશુસમાન છે; માત્ર નામનું તે મનુષ્ય કહેવાય છે. આ સાંભળીને રત્નગવરી ગુસ્સો કરી બોલી કે, એવું હતું તો મારા જેવી મૂર્ખ સ્ત્રી સાથે શું કરવાને પરણ્યા ? કોઇ સારી ભણેલી શોધવી હતી કેની ? વિદ્યાનંદે જવાબ વાળ્યો કે, હું જાણતો નહોતો કે, મોટા પણ્ડિતની પુત્રી હોવા છતાં તમે વિદ્યા નહીં શિખ્યાં હશો. પણ હવે તમારે ગુસ્સે થવાનું કારણ નથી. કેમકે એવું કહ્યું છે કેઃ—

### દોહરો.

*કટુ લાગે કલ્યાણનાં, વચન વિચારો આપ;<br>
કટુ ઔષધ પીધા વિના, મટે ન તનનો તાપ. ૧૨

તેટલા માટે મારું કહેવું એવું છે કે, જે હિતનું વચન સાંભળી ક્રોધે ભરાય છે, તે દુઃશીલા પોપટીની માફક આખરે પસ્તાય છે અને દુઃખ પામે છે. રત્નગવરીએ પૂછ્યું કે, એ કેવી રીતે બનેલું ? વિદ્યાનંદે કહ્યું. સાંભળો, તે હું કહું છું.

ખંભાત નામની નગરીમાં એક વીરસેન નામનો રાજા હતો. તેની પાસે એક હીરામન નામનો પોપટ હતો.

---

* કડવાં.

એક દિવસ તે રાજાને કંઈ કારણને લીધે પોપટપર ગુસ્સો આવ્યો. તેથી વાઘરીઓને બોલાવી કહ્યું કે, વનમાં જઈને એક મહામૂર્ખ પોપટી લઈ આવો અને આ હીરામન પોપટ સાથે તેનાં લગ્ન કરી દો. આ સાંભળી તેમણે તે મુજબ કર્યું. હીરામન તે દુઃશીલા પોપટીને જોઈને મનમાં વિચારવા લાગ્યો કે, આજ સૂધી અમારા કુળમાં કોઈ વિદ્યાહીન હતું નહીં, પરંતુ હવે મૂર્ખતાએ પ્રવેશ કીધો છે; કેમકે પુરુષ મૂર્ખ હોય તો ફક્ત તેને પોતાને જ નુકસાન થાય છે, પરંતુ સ્ત્રી મૂર્ખ હોવાથી તેનાં છોકરાં પણ મૂર્ખ જ નિવડે છે. આ કારણને લીધે સ્ત્રી અવશ્ય ભણેલી હોવી જોઇએ. હુ નથી સમજી શકતો કે, મારાપર કોપ કરીને રાજાએ આ મૂર્ખી મારી કોટે કેમ બંધાવી. આમ બોલીને તે રડવા લાગ્યો. એની આવી દશા જોઇને દુઃશીલા બોલી કે, આપના રડવાનું કારણ મને જણાવો. હીરામન બોલ્યો, કહું છું, તે તું સાંભળ. એક દિવસ હું આનંદમાં મઝા મારતો આમ તેમ ફરતો હતો, એવામાં કુબુદ્ધિ અને સુબુદ્ધિ એવા બે બાળકને શિખવતો એક પણ્ડિત મારી નજરે પડ્યો. તે કુબુદ્ધિ ઉપર ઘણો ક્રોધે ભરાતો હતો. આને જોઈ મારા મનમાં વિચાર આવ્યો કે, આ પણ્ડિત એક બાળકને તો કંઈ કહેતો નથી અને બીજાને ઘણું દુઃખ દે છે; એવી રીતે કરવું એ સજ્જનનો ધર્મ નહીં. સાધુ પુરુષ સઘળા જીવપર સમાનભાવ રાખે છે ને સરખી રીતે દયા બતાવે છે; પરંતુ અહીંઆં આમ થાય છે તેથી તેનું કંઈ પણ કારણ હશે, માટે ત્યાં જઇને તે બાબત પૂછવું જોઈએ. આ પ્રમાણે વિચાર કરી હું તે પણ્ડિતની પાસે ગયો અને પ્રણામ કરીને બોલ્યો કે, મહારાજ! પણ્ડિતજન તો સઘળા ઉપર સમા-

નદૃષ્ટિ રાખે છે, ત્યારે આપને એવું શું કારણ છે કે આપ બન્ને ઉપર સરખો ભાવ રાખતા નથી? પણ્ડિત બોલ્યો કે, સાંભળ, જે માબાપ બાળકને શિખવતાં નથી, તે તેમનાં વેરી જેવાં થાય છે. કેમકે વિદ્યાહીનને સભામાં આબરુ મળતી નથી. કહ્યું છે કેઃ—

દોહરો.

પણ્ડિતની પંક્તિ* વિષે, નહીં અભણ શોભાય;
હંસની હારથકી જુઓ, જૂદું બગલું જણાય. ૧૩

એટલા માટે માબાપ પોતાના બાળકને ગુરુને ત્યાં વિદ્યા શિખવવાને મોકલતાં નથી ત્યાં સૂધી બાળકના દોષને માટે તેઓ જવાબદાર છે, અને જ્યારે ગુરુને સોંપી દે છે ત્યારે સઘળો ભાર ગુરુને માથે પડે છે. કદાચિત્ શિખવવામાં ગુરુ આળસ કે બેદરકારી બતાવે છે તો તે દોષવાન્ થાય છે. એટલા માટે મારે કુબુદ્ધિને મારવો પડે છે. સુબુદ્ધિની મા ભણેલી છે, ને તેણે પોતાના પુત્રને નાનપણથી ભણાવવા માંડ્યો હતો. આ કારણથી એનામાં એવો ગુણ આવી ગયો છે કે, તે પોતાની મેળે વિદ્યા શિખે છે; કંઈ મારફાડની જરૂર પડતી નથી; કેમકે નવા પાત્રમાં સારો સંસ્કાર થયો હોય છે તો તે વ્યર્થ જતો નથી; પરંતુ આ કુબુદ્ધિની મા ભણેલી નથી, તેથી તે પોતાના પુત્રને ભણાવી શકી નથી, એટલે નાનપણથી રમવા કૂદવાનો એનો સ્વભાવ પડી ગયો છે ને હવે ભણવા ગણવામાં એનું ચિત્ત લાગી શકતું નથી; આ કારણને લીધે એની સાથે મારે ઘણી માથાઝીક કરવી પડે છે. એમ કહ્યું છે કેઃ-

* હાર.

### દોહરો.

લીલા ઝાડની ડાળીઓ, વાળે તેમ વળાય;
વળે મહેનતથી નહીં, જ્યારે તે સૂકાય. ૧૪

આ વાક્ય સાંભળી હું સમજ્યો કે, માતા ઝાડ સમાન છે અને બાળક ફળ સમાન છે. સારાં નરસાં જેવાં ઝાડ હોય છે તેવાં જ તેનાં ફળ થાય છે; તે પ્રમાણે બાળક વિદ્વાન્ થશે કે મૂર્ખ રહેશે, તેનું મુખ્ય કારણ માતા જ હોય છે. વળી કહેવત છે કે 'ઠામ તેવી ઠીકરી, ને મા તેવી દીકરી. કેમકે બાળપણમાં બાપ કરતાં માની પાસે બાળકનું રહેવું વધારે થાય છે, ને ઘણોખરો વખત તેની જ પાસે કાઢે છે. આવા બાળપણના સમયમાં માતા બાળકને પોતાના મનમાનતા ગુણ વગેરે શિખવી શકે છે. જેમ કુંભાર માટીનો પિંડો લઇ પોતાની મરજીમાં આવે તેવો પદાર્થ બનાવે છે, તેમ મા બાળકને પોતાની મરજીમાં આવે તેવું રૂપ આપી શકે છે. બીજા બહારના લોકો જેમણે બાળકનો સ્વભાવ સુધારવા માટે કોઇ પ્રકારનો નિશ્ચય કીધેલો નથી, તેઓ તો ફક્ત ઉપાય કરી જોનાર થાય છે અને તેનું ફળ વિપરીત થયલું જોવામાં આવે છે; કેમકે એવું કહ્યું છે કેઃ—

### દોહરો.

સારું સહજ બગડી શકે, બગડ્યું ન સુધરનાર;
ફાટચું દૂધ ફરી કદી, સ્વચ્છ ન દૂધ થનાર. ૧૫

કોઇ નાના ઝાડનાં પાંદડાં બળી જાય તો તે માટે ઘણાએ ઉપાય કરવાથી પણ તે પહેલાં જેવાં લીલાં, તાજાં ને શક્તિવાળાં થતાં નથી, એટલું જ નહીં પણ તેના વધવામાં ઉલટી ખલેલ પડે છે; તેવી જ રીતની બાળકની પ્રકૃતિ અને

બુદ્ધિની સ્થિતિ જાણવી. જો માતા મૂર્ખ હોય છે તો બાળક ઘણુંખરું મૂર્ખ જ થાય છે; અને અનેક ઉપાય કામે લગાડી બીજા લોકો ઘણી મહેનત કરે તો પણ જેવાં જોઇએ તેવાં તે હોંશિયાર બની શકતાં નથી. આટલા માટે મારું કહેવું એવું છે કે, હમણાં મારા વંશમાં મૂર્ખતા—અજ્ઞાનપણાએ પ્રવેશ કીધો છે, અને મૂર્ખ બાળક થાય તેના કરતાં બાળક સમૂળગાં જ ન થાય, એ હું વધારે સારું ધારું છું. બુદ્ધિવાન્ પુરુષનું વચન છે કે:-

### દોહરો.

કુલ કપૂત નથીં કામનો, તેથી શોભા જાય;<br>
આંચળ કંઠે બકરીને, પણ દૂધ નહીં દો'વાય. ૧૬

દુઃખ દેનાર પુત્ર બે પ્રકારના થાય છેઃ—મરી જાય તે, અને કપૂત—મૂર્ખ નિવડે તે; એમાં બીજાના કરતાં પહેલા પ્રકારના સારા છે; કેમકે પહેલા પ્રકારના તો એકજવાર દુઃખ દે છે, પરંતુ બીજા પ્રકારના તો ડગલે ડગલે માબાપને પીડા આપે છે. આ વાત સાંભળીને દુઃશીલા ક્રોધાગ્નિથી બળી ધીકી થઈ ગઈ અને કહેવા લાગી કે, આપ મોટા પણ્ડિત હતા તો પછી કોઇ પણ્ડિતાણીને શોધી કાઢી તેની સાથે કેમ ન પરણ્યા? હીરામન વિચાર કરી મનમાં બોલ્યો કે, મૂર્ખ હોય છે તેને સારાને માટે ઉપદેશ કરવામાં આવે તોપણ ઉલટો કોપ કરે છે; કેમકે એવું કહ્યું છે કે:-

### દોહરો.

અણસમજુની આગળે, કરવો નહિ હિતબોધ;<br>
બતાવતાં લઈ આરસી, નકટો કરશે ક્રોધ. ૧૭

હવે હીરામન પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, સંસારમાં છ પ્રકારનું સુખ છેઃ—પહેલું આરોગ્યતા (શરીરનું

સુખ), બીજું ધનની આવક, ત્રીજું મધુર બોલનારી સ્ત્રી, ચોથું આજ્ઞાકારી પુત્ર, પાંચમું સાચો મિત્ર, છઠ્ઠું ફળદાયક વિદ્યા; પરંતુ એ સર્વમાં સ્ત્રીનું સુખ મુખ્ય છે. કેમકે સ્ત્રી પુરુષની અર્ધાંગના છે અને સુખ દુઃખના વખતમાં હુંમેશાં સાથે રહે છે. કદાપિ જો સ્ત્રી ક્રોધી સ્વભાવની નિકળી તો પુરુષનો આખો જન્મારો દુઃખમાં જ જાય છે. આ દુઃશીલા તો ખરેખરી કર્કશા અને મિજાસી દેખાય છે. મારા દહાડા એની સાથે શી રીતે જશે? વળી એ મૂર્ખને પેટે જે બચ્ચાં થશે, તે મૂર્ખ નિવડીને દુઃખદાયી થવાનાં. એવું કહ્યું છે કેઃ—

### દોહરો.

કદી મૂર્ખના મુખથકી, મધુ ન વાત થનાર;<br>
કડવી વેલથકી મીઠાં, ફળો નથી ફળનાર. ૧૮

માણુસ ગૃહસ્થાશ્રમમાં પડે છે તે પોતાના સુખને માટેજ, પણુ જો તેથી સુખ ન મળે તો તે વ્યર્થ છે. કેમકે સજ્જનોનું વચન છે કેઃ—

### દોહરો.

કરવું ન સુખ જે સુખથકી, થવું પડે હેરાન;<br>
તજીએ સોનું તરત તે, જેથી તૂટે કાન. ૧૯

એટલા માટે આ જગ્યાએ રહેવું સારું નથી, એવો વિચાર મનમાં લાવી એક દિવસ લાગ મળવાથી પાંજરામાંથી નિકળીને તે ઉડી ગયો અને તપોવનમાં જઇ નર્મદા તીરે તપ કરવા લાગ્યો. પછી દુઃશીલા પોતાના પતિને ન જોવાથી ઘણી ગાભરી થઇ અને અતિશય ચિન્તાથી કહેવા લાગી કે, પૃથ્વીનું ભૂષણુ રાજા છે અને તારાગણુ (તારસમૂહ)નું ભૂષણુ ચંદ્રમા છે, તે જ પ્રમાણે સ્ત્રીનું ભૂષણુ પતિ છે

અને વિદ્યા સઘળાંનું ભૂષણ છે; પતિ વગર સ્ત્રીનું જીવતર ફોગટ છે, માટે મારા સ્વામીને મેં કઠોર વચન કહ્યાં, એ મેં સારૂં કીધું નહીં. એ રીતે ઘણો પસ્તાવો કરવા લાગી. કહ્યું છે કેઃ—

દોહરો.

નહીં કહેવી કોઇને, મુખથી કડવી વાણ;*
છેદે છે જનહૃદયને, જ્યમ ભેદે છે બાણ. ૨૦

તેટલા માટે મારું કહેવું એવું છે કે, હિતનાં વચન સાંભળીને જે વિનાકારણ ક્રોધ કરે છે તે દુઃશીલા પોપટીની માફક દુઃખ પામે છે. આ વાત સાંભળીને રત્નગવરીને ખરી વાતની ગમ પડી; અને સમજી કે, મારાં માબાપે લાડ લડાવવામાં અને પ્યાર બતાવવામાં મને શિખવવા ઉપર કંઇ પણ ધ્યાન આપ્યું નહીં; હવે કેવી રીતે આ દુઃખમાંથી છૂટીશ. એ પ્રમાણે રોજ ચિન્તામાં ને ચિન્તામાં રહેતી, તેથી પોતાનું શરીર અર્ધું કરી નાંખ્યું. કવિનું વચન છે કેઃ—

કુણ્ડલિયા.†

ચિન્તા જ્વાલ શરીરમે, દૌ લાગી ન બુઝાય ।
પ્રગટ ધુઆં નિકસે નહીં, અંતર હી ધુંધવાય ॥

---

* વાણી—બોલ.

† ચિન્તા જ્વાલા શરીરમાં, લાગી નહીં બુઝાય,
ધૂમાડો નિકળે નહીં, અંતરમાં ધુંધવાય;
અંતરમાં ધુંધવાય, બળે જ્યમ કાચની ભઠ્ઠી,
રુધિર માંસ બળી જાય, રહે અસ્થીની* ટટ્ટી;
કહે ગિરધર કવિરાજ, સુણો મિત્રો મતિમંતા†,
તે નર ક્યમ કરી જીવે, ચિત્ત જેને છે ચિન્તા.

* હાડકાં, † બુદ્ધિવાન.

અંતર હી ધુંધુવાય, જરે જસ કાચકી ભટ્ટી ।
રક્ત માંસ જર જાય, રહે પિંજરકી ટટ્ટી ॥
કહે ગિરધર કવિરાય, સુનો રે મેરે મિન્તા ।
વે નર કૈશે જિયેં, જિન્હેં નિત વ્યાપે ચિન્તા ॥ ૨૧

આ પ્રકારે રત્નગવરી રાત દિવસ શોચ કરતી હતી અને પોતાના મનની વાત કોઇને કહેતી નહોતી; કેમકે એવું કહ્યું છે કે, ધનના નાશની, મનના સંતાપની, ઘરના માણસના દુરાચારની, અને અપમાન થયું હોય તેની વાત બુદ્ધિવાને બહાર પાડવી નહીં. એક દિવસ ધીમતી નામની એક ઘણી ચતુર દાસી હતી, તેણે પૂછ્યું કે, બાઈ, આપ દિવસે દિવસે ગળાતાં જાઓ છો એનું કારણ શું? રત્નગવરી બોલી; તું પૂછીને શું કરી શકીશ. એવું કહ્યું છે કેઃ—

### દોહરો.

પોતાનો જન હોય પણ, પીડા લૈ ન શકાય;
દુઃખતી આંગળી પાસની, આંગળી દુઃખી ન થાય. ૨૨

વળી એવું પણ કહ્યું છે કેઃ—

### *દોહરો.

તુળસી મનકે દુઃખકો, પ્રગટ ન કરિયે રોય;
ભરમ ગમાવે આપનો, બાંટિ ન લેહૈ કોય. ૨૩

તેટલા માટે મારા મનની વાત હું તને કહી શકતી નથી. આવો જવાબ સાંભળીને ધીમતી બોલી, અહો બાઈ! આમ મને શું ઉડાવો છો. અહીં આવતી વખતે તમારાં માતાજીએ મને કહ્યું હતું કે, “મારી રત્નગવરીને તારા પ્રાણથી વહાલી

* તુલસી મનના દુઃખની, પ્રગટ ન કરીએ વાત;
લે ન વહેંચી કોઈ તે, ભરમ ખુવે નિજ જાત.

ગણુજે, અને હમેશાં તેના સુખદુઃખની સાથી થજે." આ ઉપરથી તમારું શરીર દુર્બળ થઇ જવાનું કારણ હું પૂછું છું; તમારાપર પડતું દુઃખ ટાળવાની મારામાં ગુંજાસ છે; કેમકે એવું કહ્યું છે કેઃ—

દોહરો.

કામ પડ્યાથી જાણીએ, જે નર જેવો હોય;
તાવ્યા વિના ખોટું ખરું, કહે ન સોનું કોય. ૨૪

આ સાંભળીને રત્નગવરીને તેની વાત ઉપર વિશ્વાસ આવ્યો અને પોતાની સઘળી હકીકત તેને કહી સંભળાવી. તેણે જણાવ્યું કે, મારો પતિ ખરેખર ઉદાસ જેવો જણાય છે. કેમકે કહ્યું છે કેઃ-

દોહરો.

સર્વનું હેત અહેત તે, નેત્ર થકી પરખાય;
ભલું ભુડું આરસી વડે, જેમ જરૂર જણાય. ૨૫

અરે મારી દુઃખની ભાગીએણુ! હવે મારે શો ઉપાય કરવો? મને મૂર્ખ સમજીને મારા પતિ મારાપર ખરા ભાવથી હેત રાખતા નથી, ને તેથી મારું જીવવું મિથ્યા છે. એવું કહ્યું છે કેઃ-

દોહરો.

ધન દેને તન રાખીએ, તન દે રાખો લાજ;
ધન દો તન દો લાજ દો, એક પ્રેમને કાજ. ૨૬

તેથી, ઓ મારી વહાલી! આ મારા દેહનો ત્યાગ કરવો, એ હું વધારે સારું ગણું છું. ધીમતીએ એ સઘળી હકીકત સાંભળીને કહ્યું કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેનો હેતુ પ્રાણ જ છે; જેણે પ્રાણનો અંત આણ્યો, તેણે શું ન માર્યું ગણાય! તેટલા માટે બાઇ, ગભરાવાની જરૂર નથી. હવે ધીરજ પકડી ઉપાય શોધવાની ફિકર રાખવી જોઇએ. કવિનું વચન છે કેઃ-

## દોહરો.

પડી પીડાથી છૂટીએ, શ્રમ લૈ કરી ઉપાય;
વમળ પડેલું *નાવ નહિ, જતન વિના જળવાય. ૨૭

આવી રીતે રત્નગવરીને ધીરજ આપી ધીમતીએ ચંદ્રશંકર પાઠેક ઉપર એક કાગળ લખાવ્યો. તેમાં જણાવ્યું કે, જ્યારથી બ્હેન અહીં આવ્યાં છે ત્યારથી શરીરે સુખી રહેતાં નથી. તેટલા માટે અહીં વધારે વખત હાલમાં રાખવાં મને દુરસ્ત લાગતું નથી. થોડાક દિવસ સારુ કોઈ પણ રીતે બ્હેનને આપે બોલાવી લેવાં. આ પ્રમાણે કાગળ લખાવી બીડીને પોતાના એક નોકરને આપી ચંદ્રશંકરની પાસે મોકલ્યો. તે માણુસ કેટલેક દિવસે અમદાવાદ શહેરમાં આવી પહોંચ્યો, અને ચંદ્રશંકર પાઠેકને પ્રણામ કરી કાગળ આપ્યો, તથા સઘળા કુશળક્ષેમના સમાચાર કહ્યા. ચંદ્રશંકર કાગળ વાંચી ઘણો વિચારમાં પડ્યા. બીજે જ દિવસે પોતાની પુત્રીને તેડાવવાની તજવીજ કરી, થોડા દિવસમાં તેને બોલાવી લીધી. રત્નગવરી પિહેર આવી ત્યારે તેના શરીરની સ્થિતિ જોઈને તેના પિતાને ઘણી ચિન્તા થઈ, અને તે બાબત તેને પૂછવા લાગ્યા. રત્નગવરીએ રડી પડીને કહ્યું કે, હે પિતાજી! આપે મારી બાલ્યાવસ્થામાં મને ભણાવી ગણાવી નહીં ને તે ઉપર કંઈ ધ્યાન ન આપતાં ઘણાં લાડ લડાવ્યાં ને અતિશે વહાલ બતાવ્યા કીધું, તેનું આ પરિણામ છે. આ સાંભળી ચંદ્રશંકર મનમાં સમજી ગયા કે, મારો જમાઈ ઘણો બુદ્ધિવાન્ અને ચતુર છે, તેથી તેણે મારી દીકરીને મૂર્ખ જાણીને નક્કી અનાદર કીધો હશે. કહ્યું છે કે:—

---

* વાહાણ.

### દોહરો.

ચતુરથી ન છાની રહે, અંતરની કાંઈ વાત;
વૈદ પારખે કર ગ્રહી, જેમ રોગની જાત. ૨૮

ચંદ્રશંકરે સઘળી વાત સાંભળી પોતાની પુત્રીને કહ્યું કે, હે પુત્રી! આ કામમાં મારો જ દોષ છે, બીજા કોઇનો નથી. કેમકે મારા જેવા મહાપણ્ડિત ગણાતા માણસની પુત્રી મૂર્ખ રહેવાથી દુઃખ દરિયામાં ડૂબી જાય એ સંભવે છે; પણ આનું કારણ *ભાવી છે. બુદ્ધિમાનનું વચન છે કેઃ—

### દોહરો.

મતિ ઉપજે જન મન વિષે, જેવું ભાવી હોય;
શુદ્ધ માર્ગ સૂઝે નહીં, જો સમજાવે તોય. ૨૯

વળી એવું પણ કહ્યું છે કે, જેમ દૂધ દોહતી વેળાએ ગાયનો વાછરડો બાંધવાને લીધે તેની માતાની જાંઘ થાંભલો બને છે, તેમ હિત કરનાર વસ્તુ આવી પડવાની આપદાનું કારણ થઈ પડે છે; પરંતુ હવે શોચ કરવો છોડી દઇ જરૂરની વસ્તુ મેળવવા માટે પેરવી કરવી જોઇએ. કેમકે શોચ સઘળા કામમાં આડો આવે છે. કહ્યું છે કેઃ—

### દોહરો.

વીતિ વાત વિસારી દે, ભવિષ્ય વહેલું †ભાળ;
જે બની આવે સહજમાં, તે જ સદા સંભાળ. ૩૦

આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરી પોતાની પુત્રીને કહ્યું કે, હે વહાલી દીકરી! આવી પડેલી આપદા દૂર કરવાનો યત્ન કરવો ઘટારત છે. વિપત્તિના વખતમાં દિલગીર થવું, એ હલકા માણસનું લક્ષણ છે. તેથી તું મનમાંથી ફિકર ચિન્તા

---

* ભવિષ્યમાં બનવાનું તે. † જો, તપાસ.

દૂર કર. હું તને છ મહિનામાં વિદ્યારૂપી આભૂષણથી શોભાવી ઘણી હોંશિયાર બનાવીશ, એવી હું પ્રતિજ્ઞા લઉં છું. આ રીતે રત્નગવરીને દિલાસો આપી કહ્યું કે, કોઇ કવિનું વચન છે કેઃ-

### દોહરો.

ભણતાં ભણતાં થાય છે, જન મોટો મતિમાન;
દોરડું ઘણું ઘસાય તો, પથરે પડે નિશાન. ૩૧

વળી એવું પણ કહેલું છે કેઃ—

### દોહરો.

ભણતાં પંડિત નિપજે, લખતાં લહિયો થાય;
ચાર ચાર ગાઉ ચાલતાં, લાંબો પંથ કપાય. ૩૨

તેટલા માટે, હે પુત્રી ! હવે તારા મનમાંથી સઘળી ફિકર દૂર કર, અને ચિત્ત લગાડી વિદ્યા શિખવાની શરુઆત કર. ચંદ્રશંકરે પહેલાં બાળકની અવસ્થા સંબંધી જ્ઞાન આપવાનો આરંભ કર્યો. પછી જ્યારે તે સારી રીતે શિખી ગઇ ત્યારે યુવાવસ્થા સંબંધી જ્ઞાન આપ્યું. આ બે બાબતનું જ્ઞાન મેળવ્યા પછી વૃદ્ધાવસ્થાની શરુઆત કરાવી. રત્નગવરીએ એ ત્રણે અવસ્થા સંબંધી જ્ઞાન મેળવ્યું ને તે બાબતમાં ઘણી ચતુર તથા નિપુણ થઇ. પછી થોડા સમયમાં રત્નગવરીના સસરા સોમનાથે એને તેડવા માટે માણસ મોકલ્યું. તે જાણી તેને ઘણો આનંદ થયો. કારણ કે પોતાના સ્વામીને મળવાને તે ઘણી આતુર હતી. કેટલાક દિવસ રસ્તામાં ગયા, પછી તે પોતાને સાસરે પહોંચી. ત્યાં પોતાની સાસુ, નણંદ વગેરે સઘળાં સાથે જોઇએ તેવો વિવેક બતાવી બેઠી અને મધુર વચનથી વાતચિત કરી સઘળાંને ખુશી

કીધાં. એની યોગ્યતા જોઇને ઘરનાં સઘળાં માણુસને આશ્ચર્ય લાગવા માંડ્યું. કેમકે પહેલાં તો એનામાં મૂર્ખતા ભરાયલી હતી, તેથી એના મનમાં અંધારું ઘોર હતું ને હમણા તો વિદ્યારૂપી દિવાથી સઘળો પ્રકાશ થઇ રહ્યો હતો. કહ્યું છે કે, વિદ્યાથી વિનય આવે છે, વિનયથી યોગ્યતા આવે છે, યોગ્યતાથી ધન મળે છે, ધનથી ધર્મ મળે છે ને ધર્મથી સુખ થાય છે. બુદ્ધિમાન્ પુરુષ સામા માણુસનો સ્વભાવ ઓળખી લઇ તેને પોતાને વશ કરી લે છે.

પછી રત્નગવરી પોતાના પતિ પાસે ગઇ અને હાથ જોડી ઘણી નમ્રતાપૂર્વક મધુર વચનથી બોલી કે, સ્વામીનાથ! આપની દાસી સેવામાં હાજર છે. મારાપર દયાભાવ રાખશો ને મારી વિનતિ સાંભળશો.

દોહરો.

સજ્જન અંગીકાર કરી, નભાવી લે સહુ કાળ;
કુટિલ* કલંકી† ચંદ્ર ધરી, શિવ નવ બને લજાળ. ૩૩

મારા જેવી મૂર્ખીને નિભાવી લેવાને આપ સઘળી રીતે સમર્થ છો. વિદ્યાનન્દ બોલ્યો, હે પ્રિયા! તું આવી? સારી તો છે? રત્નગવરીએ ઉત્તર વાળ્યો, સારી તો સ્વામીનું મુખકમળ જોઇને જ તો; ને આવું નહીં તો હું ક્યાં જવાની હતી? હું તો આપનાં ચરણની રેખા બરોબર છું, તે શી રીતે છૂટી થઇ શકું? સગપણ ને ડહામ ટળતાં નથી. કહ્યું છે કેઃ—

દોહરો.

સગો દૂર નહિ થઇ શકે, સગપણ વૃથા ન થાય;
રેખાઓ‡ રહી હાથમાં, કદી મટી નવ જાય. ૩૪

---

* વાંકો. † ડાઘાવાળો. ‡ પગને તળીએ તથા હથેલીમાં જે કાપાઓ હોય છે તે.

રત્નગવરીનાં દીન અને મધુર વચન સાંભળીને વિદ્યાનંદ ઘણો પ્રસન્ન થયો અને બેસવાની આજ્ઞા આપી. કવિનું વચન છે કેઃ—

### દોહરો.

માન મળે છે ગુણ વડે, ગુણ વિણ માન ન હોય;
પોપટ પાળે પ્રીતથી, કાગ ન પાળે કોય. ૩૫

રત્નગવરી પતિની આજ્ઞા થવાથી તેની પાસે બેઠી અને બન્નેમાં અરસપરસ સહજ પ્રીતિ ઉત્પન્ન થવાથી તેઓ આનંદની વાતચિત કરવા લાગ્યાં. કહ્યું છે કેઃ—

### દોહરો.

બન્ને મને ચહાય તો, સહજ થાય *સંયોગ;
એક હાથ જ્યમ છે નહીં, તાળી પડવા જોગ. ૩૬

પછી તો એ બન્નેનો વખત રોજ રોજ ખુશી આનંદમાં ગુજરવા લાગ્યો. થોડા દિવસ આવી રીતે વીત્યા બાદ રત્નગવરીએ પોતાના પિતાને કાગળ લખ્યો કે, હવે હું ઘણા આનંદમાં દિવસ ગુજારું છું, આપે કોઈ પણ વાતની ચિંતા કરવી નહીં. કાગળ વાંચીને ચંદ્રશંકર ઘણા ખુશી થયા અને પોતાની પાછલી ભૂલ માટે પસ્તાવો કરવા લાગ્યા.

આટલા માટે હું કહું છું કે, જે માણસ પોતાના સંતાનનું ભલુંભુંડું શાથી થશે તેનો વિચાર કરી તેને શિખવવા ઉપર ધ્યાન આપતા નથી, તે ચંદ્રશંકરની માફક પસ્તાય છે.

## પહેલો અધ્યાય સમાપ્ત.

---

* મેળાપ.

## અધ્યાય ૨ જો.



### બાલ્યાવસ્થાનો પ્રારંભ.

ચંદ્રશંકરની કથા સાંભળી ધરમદાસ શેઠ બોલ્યા કે, ચન્દ્રશંકરે પોતાની પુત્રી રત્નગવરીને જે ત્રણે અવસ્થાનું જ્ઞાન આપ્યું, તે દરેક અવસ્થાના ધર્મ અનુક્રમવાર મને કહી બતાવો. સુલક્ષણા બોલી; સાંભળો પ્રાણનાથ! પહેલાં બાળ-અવસ્થા વિષે બોલું છું. એનું પહેલું વાક્ય આ છેઃ—

#### દોહરો.

બાળપણામાં પુરુષ જે, વિદ્યા ભણ્યો ન હોય;
પશુ જેવો તે જગતમાં, છતમાં છે નર તોય. ૩૭

ચંદ્રશંકરે કહ્યું કે, હે દીકરી! જે બાળક પોતાનું બાળ-પણ વિદ્યા શિખવામાં ગાળે છે, તે ચંદ્રભાગાની માફક પોતાનો યશ ને કીર્તિ વધારે છે, તથા સદા સુખી રહે છે; અને જે રમવા કૂદવામાં ગાળે છે, તે કુબુદ્ધિની બાઈ નામની છોક-રીની માફક અપજશ પામે છે, અને હુમેશાં ઘરમાં કજીઓ કંકાસ કરે છે. રત્નગવરીએ પૂછ્યું, એ શી રીતે પિતાજી? ચંદ્રશંકરે કહ્યું; સાંભળ. સુરત શહેરમાં બ્રહ્માનંદ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રી વિદ્યાગવરી ઘણી વિદ્વાન્ અને ડાહી હતી. તેને ચંદ્રભાગા નામની એક પુત્રી હતી; બાળપણથી વિદ્યા શિખવાપર તે પુત્રીનું મન એવી રીતે વાળવામાં આવ્યું કે, જ્ઞાનની સાથે સઘળા સારા ગુણ તેનામાં આવ્યા. સૂર્ય ઉગ્યા પહેલાં તે છોકરી પોતાની માની સાથે ઉઠતી અને પહેલાં ઈશ્વરનું ધ્યાન ધરતી ને દાતણ પાણી

કરતી. પછી પોતાની ચોપડી લઇ પહેલાં શિખી ગઇ હોય તે પાઠ બરાબર જોઇ જતી, અને પાછલો પાઠ પોતાની માને સંભળાવતી; ત્યાર પછી નવો પાઠ શિખતી તથા બરાબર ચિત્ત લગાડીને ગોખવાનું હોય તે ગોખતી. સવારનો વખત વિદ્યાર્થીઓને ઘણો ઉપયોગી હોય છે, તેથી કરીને બાળકોને વહેલા ઉઠવાની ટેવ પાડવી જોઇએ. એક કવિનું વચન છે કેઃ–

દોહરો.

પ્રભાતમાં નિત ઉઠીને, ધરિયે પ્રભુનું ધ્યાન;<br>
તેથી ધન કીર્તિ વધે, વળી મળે શુભ જ્ઞાન. ૩૮

વળી એમ પણ કહ્યું છે કેઃ–

દોહરો.

સવારના શુભ વાયુને, જે સેવે મતિમાન.<br>
સુખ તેનું સઘળું વધે, બુદ્ધિ થાય બળવાન. ૩૯

ભણવાનું કામ પતાવી દીધા પછી જ્યારે તેની માતા પોતાના ઘરકામમાં રોકાતી, ત્યારે તે પોતે પોતાના નાના ભાઇને રમાડતી. વળી રમતમાં ને રમતમાં તેને મૂળાક્ષર તથા એકડે એક ભણાવ્યા કરતી. કવિનું વચન છે કે;–

દોહરો.

આદિ વર્ણ જે નહિ ભણ્યો, એક એક કરી ચિત્ત;<br>
તે નર જગમાં કોઇ પણ, ગ્રંથ ભણે શી રીત. ૪૦

વળી એવું પણ કહ્યું છે કેઃ—

દોહરો.

એક એક અક્ષર વડે, જાણે ગ્રંથ વિચાર;<br>
આંટે આંટે કાપતું, પૈડું કોસ હજાર. ૪૧

ચંદ્રભાગા કદીપણ ધૂળમાં રમતી નહીં, તેમ પોતાના ભાઈને પણ ધૂળ કે કાદવમાં રમવા દેતી નહીં. હમેશાં લુગડાં સ્વચ્છ રાખતી, તેને મેલાં થવા દેતી નહીં, અને તેની મરજી પ્રમાણે તેને રમાડતી. તેને રડવા કે હઠ કરવા દેતી નહીં. મૂર્ખ છોકરીઓ સાથે વાતચિત કરવાનું તેને પસંદ નહોતું. કદી પણ બીજાને ઘેર રમવા જતી નહીં. પોતાની ચોપડી ફાડતી નહીં; અને તે મેલી કરવી એ ઘણું ખોટું છે, એમ સમજી બહુ કાળજીથી તે સાચવતી હતી. એક દિવસ એવું બન્યું કે, એના પડોસીની કુબુદ્ધિની નામની છોકરી પોતાના નાના ભાઇને રમાડવાને સારુ તેને ઘેર લઇ આવી, અને કેટલીકવાર સૂધી તેને રમાડ્યા પછી રમતાં રમતાં પોતાના ભાઇને તે ચીઢવવા લાગી, અને તેને ધીરેથી એક થપ્પડ મારી, ને પોતે ખી ખી હસવા મંડી. તે ઉપરથી તેનો ભાઇ રડી પડ્યો, અને ચીડવાઇને કુબુદ્ધિનીના માથાના વાળ ખેંચવા લાગ્યો, એટલે તે પણ રડી અને બૂમ પાડવા લાગી. આ સાંભળી વિદ્યાગવરી ઘરમાંથી બહાર આવી, ને જુએ છે તો નાનો ભાઈ પોતાની બહેનના વાળ પકડીને ખેંચતો હતો અને રડતો હતો. વિદ્યાગવરીએ પૂછ્યું કે, આ છોકરો આ પ્રમાણે રડે છે ને હઠ કરે છે, તેનું કારણ શું છે! કુબુદ્ધિની બોલી કે, કાકી, આ નઠારો છોકરો આ પ્રમાણે રોજ રડે છે, જીદ કરે છે અને મને મારે છે તથા ગાળો દે છે, રોજ ઘરમાં રમખાણ મચાવે છે, ને સેહેજ સેહેજમાં રીસાઇ જઇ રહ્યા કરે છે, એટલામાં ચંદ્રભાગા બોલી કે, મા, આ છોકરાનો આમાં કશો વાંક નથી. પહેલવહેલાં તો એ છોકરીએ તેને છેડ આંગળી કીધી, અને તેના માથાપર એક થપ્પડ ચ્હોડી. આ સાંભળીને વિદ્યા-

ગવરી બોલી, કેમ રે, તેંજ આ છોકરાનો સ્વભાવ બગાડ્યો છે, ને હવે એને કેમ વગોવે છે? ઘણું ખરું મૂર્ખ સ્ત્રીઓ પોતાનાં બાળકોને લાડ લડાવતાં ગાળ દઈ દઈને તેમને ગાળો દેતાં શિખવે છે, અને તેમની ગાળો સાંભળીને ઘણી ખુશી થાય છે. જુઓ, એ કેવી મૂર્ખાઇની વાત છે? જ્યારે છોકરાં જરા મોટાં થાય છે ત્યારે તે ગાળ દે છે. તે ખરાબ લાગવાથી તેમની મા તેમના ઉપર ગુસ્સે થઇ તેમને મારપીટ કરે છે, એટલે તે છોકરાં મારપીટ કરવાનું ને ચીડાઇ જવાનું પણ શિખી જાય છે. જરા ધ્યાન દઈ વિચાર કરશો તો માલમ પડશે કે, બાળકોમાં કોઇ પ્રકારના દોષ હોતા નથી. ગાળ દેવી, મારપીટ કરવી, ગુસ્સો કરવો એ શું, તે તેઓ જરા પણ સમજતાં નથી. તેઓ તો પોતાનાં મા તથા બાપને મ્હોડેથી જે જે સાંભળે છે, તે પોપટની માફક મ્હોડે કરી લે છે, ને તેનો અર્થ પણ જાણતાં નથી. એવું કહ્યું છે કેઃ–

### દોહરો.

જન્મી તરત જાણે નહીં, હિત અહિત વિચાર;<br>
જાણે જ્યમ ત્યમ સમજી લે, નાનપણે નર નાર. ૪૨

પરંતુ જ્યારે તેઓ મોટાં થાય છે ત્યારે અર્થ જાણ્યા પછી પણ પોતાનો ખરાબ સ્વભાવ ને બુરી ટેવ છોડી શકતાં નથી. કહ્યું છે કેઃ–

### દોહરો.

કોઇ કરે કોટિ જતન, પણ સ્વભાવ નવ જાય;<br>
બોળે જીભ ચૉકાશમાં, પણ ચૉકણી નવ થાય. ૪૩

વળી એવું પણ કહ્યું છે કે;–

### દોહરો.

ક્રોધી હોય સ્વભાવ તે, કદી શાંત નવ થાય;<br>
ધુવે કાળાં વસ્ત્રને, પણ કાળાશ ન જાય. ૪૪

તેટલા માટે માબાપે સમજીને પોતાનાં અણુસમજુ અને નિર્દોષ બાળકોની આગળ કંઇ નઠારી વાત મ્હોંમાંથી કાઢવી નહીં. હમેશાં તેમને સારી સારી વાતો શિખવ્યા કરવી, અંદરખાનેથી તેનાપર પ્રિતિ રાખી, તેમનું પોષણ કરવું, ને બહારથી કેટલેક અંશે જરૂર પડે ત્યારે ગંભીરતા રાખી ગુસ્સાનાં ચિહ્ન બતાવી યોગ્ય શિક્ષા કરવી. જે લોકો આ બાબત ઉપર ધ્યાન નથી આપતા, તેઓ પછવાડેથી બહુ દુઃખી થઇ પસ્તાય છે. અને વળી કહ્યું છે કેઃ—

દોહરો.

કરે અકારજ આપનું, થાય કુમતિ જે વાર;
હાથ ચઢયું હથિયાર તે, મારે પગે ગમાર. ૪૫

આટલી વાત કહીને વિદ્યાગવરી પોતાના ઘરમાં જઇ કામકાજમાં રોકાઇ, અને પેલી છોકરી પોતાના ભાઇને લઈને ઘેર ગઈ. પછી ચંદ્રભાગા આઠેક વરસની થઇ ત્યારે વિદ્યાગવરીએ પોતાના પતિને કહીને તેને કન્યાશાળામાં દાખલ કરાવી. તે સુશીલ છોકરી પોતાના બાપ ભાઈ વગેરે સાથે યોગ્ય અદબથી ચાલતી અને રોજ પોતાની માની રજા લઈને નિશાળમાં જતી. રસ્તામાં મર્યાદા સહિત ધીમે ધીમે ચાલતી, આમ તેમ જોવાને કદી વિચાર કરતી નહીં, તેમ દોડતી પણ નહીં. એવી રીતે નિશાળે જઇ પોતાના શિક્ષક આગળ હાથ જોડી નમ્રતાથી પ્રણામ કરીને પોતાની હમેશની જગ્યાપર બેસતી. તેના શિક્ષક પાઠ લેવાને તેને બોલાવતા ત્યારે પોતે તૈયાર કરેલા પાઠ એક ચિત્તથી સંભળાવતી. આ છોકરીનાં શીલ ને ગુણ જોઈ તેના શિક્ષક ઘણા પ્રસન્ન થતા, ને ઘણા ઉત્સાહથી તેને પાઠ સમજાવતા. ચંદ્રભાગા પણ ભણતી વખતે ચિત્રની માફક સ્થિર રહી

ચિત્ત લગાડીને પોતાના શિક્ષકની કહેલી વાત ધ્યાન દઈ સાંભળતી, અને જરા પણ તેમાંથી મન ખસેડ્યા વગર સારી રીતે પાઠ સમજી લેતી. ત્યારપછી પોતાની જગ્યાએ પાછી બેશી જઈ શાંત મનથી તથા ધીરજથી પોતાના પાઠ બરોબર ગોખતી ને એક અક્ષર પણ સમજ્યા વગરનો રહેવા દેતી નહીં. વળી દરેક શબ્દનો ઉચ્ચાર ઘણો શુદ્ધ અને સ્પષ્ટ કરતી. કદાપિ કોઈ વાર કંઈ પણ પૂછવાની જરૂર પડતી ને પોતાના શિક્ષક શિખવવામાં ગુંથાયા હોય, તો તે વેળાએ વચમાં અડચણ કરતી નહીં, પણ તેમને નવરા પડેલા દેખતી ત્યારે ઘણી નમ્રતાથી હાથ જોડી પૂછતી અને પોતાના મનની શંકા દૂર કરતી, અથવા પોતાની સાથે શિખનારીઓને પૂછી અઘરું લાગતું તે સમજી લેતી. ઘડીએ ઘડીએ પોતાના શિક્ષકને તસ્દી આપતી નહીં. વળી પોતાની સાથેની સઘળી નાની મોટી છોકરીઓ સાથે હંમેશાં પ્રેમ સહિત મધુર વચનથી બોલતી. કોઈ પણ વખત કોઈ પણ સાથે ઊંચે સાદે વાત કરતી નહીં. કદાપિ જો કોઈ છોકરી તેનાપર ખરા કે ખોટા કારણથી ગુસ્સે થતી, તો નરમાસથી અને મીઠું મીઠું બોલીને તે તેને સમજાવતી, અને શાંત કરી દેતી; તે એટલે સૂધી કે તેનાપર ગુસ્સે થયલી છોકરી પોતેજ પોતાના મનમાં લજવાઈ જતી, અને કહેતી કે, આ શાણી છોકરીને નાહક મેં કઠોર વચન કહ્યાં. કહ્યું છે કેઃ—

### દોહરો.

મધુર વચન સુણીને મટે, આવેલું અભિમાન;<br>
જરા જળે દુધનું મટે, જ્યમ ઉભરાનું તાન. ૪૬

વળી એમ પણ કહ્યું છે કેઃ-

દોહરો.

બુદ્ધિમાનને જગતમાં, નથી શત્રુનો ત્રાસ;
વરસાદે પલળે ન જો, છતમાં છત્રી પાસ. ૪૭

જે છોકરીઓ કરતાં ચંદ્રભાગા વધારે શિખી હતી તેઓ જયારે એને કંઈ પૂછતી ત્યારે ઘણા હેતભાવથી તે તેમને બતાવતી અને સારી રીતે સમજ પાડી તેમનો સંદેહ દૂર કરતી. કોઈ કવિનું વચન છે કેઃ-

દોહરો.

વિદ્યારૂપી ધનતણું, અતિ આશ્ચર્ય જણાય;
ખરચ્યા વિણ ખૂટી પડે, વધે જેમ વપરાય. ૪૮

જે બાળક પોતે થોડું શિખેલું હોય, તે બીજાઓને બતાવતું રહે નહીં તો ઘણું કરીને પાછળનો શિખેલો ભાગ તે ભૂલી જાય છે. જયારે ચંદ્રભાગા નવેક વરસની થઈ ત્યારે તેની માતાએ હાથકારીગીરીની વિદ્યા એટલે સીવવા, ગુંથવા, ભરવા વગેરેનું કામ શિખવવાનું શરુ કર્યું; કેમકે, સ્ત્રીઓનાં કામોમાં એક મુખ્ય કામ સીવવા ભરવાનું છે. જે સ્ત્રી એવું કામ જાણતી નથી, તેને ચતુર સ્ત્રીઓમાં માન મળતું નથી. રોજ ભણવા ઉપરાંત ચંદ્રભાગા પોતાની મા બતાવતી, તે પ્રમાણે મન દઈને સીવવા ભરવાનું કામ શિખવા લાગી, અને મહેનત કરીને થોડા જ વખતમાં તે ડાહી કન્યા તે કામ શિખી ગઈ, અને જૂદી જૂદી તરેહના ચિત્રવિચિત્ર બુટ્ટા વગેરે નમુના કાઢવા લાગી. તે દશ વર્ષની થઈ ત્યારે ઘરધંધો અને રસોઈ પાણીનું કામ જાણવું જરૂરનું છે, એમ સમજી તેની માએ તેને તે શિખવવા

માંડ્યું. આ કામ આવડ્યા વગર કોઈ પણ સ્ત્રીનો સંસાર સારી રીતે ચાલી શકતો નથી, માટે એ પણ જરૂરનું કામ ગણાય છે. ઘણી ચોકસાઇથી ઘરધંધાનું કામ ચંદ્રભાગા શિખવા લાગી. ઘરધંધો કરવામાં તે એટલી કાળજી રાખતી કે, જે વસ્તુ જ્યાંથી લીધી હોય ત્યાં આગળ તે પાછી મૂકતી, અને જે વસ્તુ જ્યાં રાખવી જોઇએ ત્યાં આગળ રાખતી. કામ થઈ રહ્યા પછી ગમે તે વસ્તુ ગમે ત્યાં રખડતી નાંખવી નહીં. એમ કરવાથી હમેશાં શોધવા મૂકવાને માટે નકામી મહેનત કર્યા કરવી પડે છે ને વળી જરૂરને વખતે જોઇતી ચીજ તરત જડતી નથી. જોઈતી વસ્તુ જલદી ન મળી આવવાને લીધે કામમાં ખોટી થવું પડે છે, ને કેટલીક વાર નુકસાન થાય છે. તેટલા માટે વસ્તુ જ્યાંથી લેવી તે જગ્યાએ જ કામ થઈ રહ્યા પછી પાછી મૂકવાની ઘણી કાળજી રાખવી, ને કદી પણ આળસથી ગમે ત્યાં પટકી ન દેવી. સ્ત્રીપુરુષોએ આળસ દૂર કરવું જોઇએ; કેમકે આળસ માણસનો મોટો શત્રુ છે. શરીરમાં આળસને પેસવા દેવાથી હાનિ થાય છે ને લાભ કદી થતો નથી. એવું નીતિવચન છે કે, મ્હોટાઇ મેળવવાની ઇચ્છા રાખનારા માણસે ઊંઘ, *તંદ્રા, ભય, ક્રોધ, આળસ ને ધીમાપણું, એ છ દોષ દૂર કરવા જોઈએ.

કોઇ વખત જો ચંદ્રભાગાને કપડાં ઊંચાં નીચાં મૂકવાનું કામ સોંપવામાં આવતું તો તે દરેક કપડું ખંખેરી ઝાટકી સાફ કરી તેની ઘડી કરતી, અને પેટી લુછી કરીને તેમાં દરેક લુગડું ઘણી સાવચેતીથી મૂકતી. આ રીતે કપડાં રાખવાથી તે જલદીથી ચોળાઇ જતાં નથી, તેમ મેલાં થતાં

* ઉંઘને લીધે આળસવાળી સ્થિતિ.

નથી. લુગડાં મેલાં થયાં હોય, ને તેને ધોવાની પૂરતી સગવડ હોતી નથી, તો તે કધોણુ થઈ જાય છે, અથવા વારે ઘડીએ ધોઈને લુગડાં આપવાં પડે છે, તેથી તેનું આવરદા ઘટે છે, ને જલદીથી ફાટી જાય છે; તેટલા માટે આવા કામમાં સ્ત્રીઓએ ઘણી કાળજી રાખવાની જરુર છે. આ સઘળાં કામો ચંદ્રભાગા સારી રીતે કરવા લાગી ત્યારે તેની માએ તેને રસોઈ કરવાનું કામ શિખવવાનું શરુ કીધું; કેમકે જે સ્ત્રી ચોખ્ખાઈ રાખીને સારી જોઇએ તેવી રસોઇ બનાવી શકતી નથી, તે ખરેખર ફુવડ ગણાય છે. સારી રસોઈ બનાવવાનું કામ ચંદ્રભાગાએ શ્રમ લઈને થોડા દિવસમાં શિખી લીધું; અને તે ઘણી ચોખ્ખાઈથી તથા સુઘડતાથી અનેક પ્રકારનાં પકવાન્ન, મીઠાઇ વગેરે બનાવવા લાગી. દરેક વસ્તુ બનાવવામાં ચતુરાઇ અને સુઘડતા વાપરતી, અને તે ઘણી સ્વાદિષ્ઠ બનાવતી. એની ચતુરાઇ અને હોશિયારી જોઇને એનાં માબાપનું હૈયું ફૂલી આવતું હતું. એવું કહ્યું છે કેઃ—

### દોહરો.

કુળના એક સપૂતથી, આખું કુળ વખણાય;<br>
એક જ ચંદન વૃક્ષથી, વન જ્યમ વાસિત* થાય. ૪૯

દિવસે દિવસે ચંદ્રભાગા પોતાના સઘળા કામોમાં નિપુણતા અને પ્રવીણતા વધારે વધારે દેખાડતી ગઈ; વિદ્યા મેળવવા તરફ અને તેમાં દિનપ્રતિદિન વધારો કરવા તરફ તે હમેશાં લક્ષ રાખતી. પોતાનાં પુસ્તકને પોતાની સખી સાહેલી સમાન ગણતી; કદી તે પુસ્તક બગાડતી નહીં. પોતાની સખીઓ સાથે વાતચિત કરવામાં તે ઠાવકાઈ રાખતી. એને હાથે કંઇપણ કામ કઢંગું થતું નહીં. પોતાના માબાપ

---

* સુગંધીવાળું.

તથા ભાઈ બહેન વગેરે સર્વ કુટુંબનાં માણસોને તે હમેશાં પ્રસન્ન રાખતી; વગર કારણે કોઈ વાત મ્હોં બહાર કાઢતી નહીં. મૂર્ખ સ્ત્રીઓની સાથે ઉઠવા બેસવાનું ઓછું રાખતી; કેમકે તેવીની સોબત તેને ગમતી નહોતી. વળી હમેશાં લાજ મર્યાદાથી યોગ્ય રીતે વર્તી સઘળાં આડોશીપાડોશીના મનને આનંદ પમાડતી હતી. એક દિવસ તેણે પોતાની મા આગળ હાથ જોડીને ઘણી નમ્રતાથી તથા મધુર વચનથી તેને પૂછ્યું કે, હે મા, હું ઘણી સ્ત્રીઓને ગાતી વગાડતી જોઉં છું; અને તમે મને સ્ત્રીઓના બીજા ગુણો તો સઘળા શિખવ્યા, પણ ગાવા વગાડવાનું શિખવ્યું નહીં, તો શું એ બાબત શિખવા જોગ નથી? વિદ્યાગવરી ઘણા પ્રેમ સહિત બોલી કે, ગાયન-વિદ્યા તો શ્રેષ્ઠ છે, એમાં શક નથી; કારણ કે ગાવા બજાવ-વાથી મનની કળી ખીલે છે અને મનમાં ઘણો આનંદ પેદા થાય છે; પરંતુ ગાવાનું ત્રણ પ્રકારનું છે, ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ. ગૃહસ્થની સ્ત્રી ઘણું ખરું ત્રણે પ્રકારનાં ગાયન ગાયા કરે છે, ને વિચાર નથી કરતી કે, કેવાં ગીત ગાવાં સારાં છે, અને કેવાં હાનિકારક છે. એ કારણને લીધે મેં હાલમાં તને ગાયનવિદ્યા શિખવી નથી. ચંદ્રભાગા બોલી કે, માજી, ગાય-નના ત્રણે પ્રકાર જાણવાની મને ઘણી ઇચ્છા છે. વિદ્યાગવરી પ્રસન્ન મુખથી બોલી કે, બહેન, ધ્યાન દઈને સાંભળ, તે હું સમજાવું છું. ઉત્તમ ગાયન તો એ જ કે, જેમાં ઈશ્વરના ગુણનું વર્ણન હોય, અને જે ઘણું ખરું ધર્મ સંબંધી ક્રિયાઓ વખતે ગવાય છે. આવાં ગાયનથી મનુષ્ય આ લોક અને પરલોકમાં યશ અને સુખ મેળવવાને યોગ્ય થાય છે, ને તેથી જ એને ઉત્તમ ગાણું કહે છે, અને સારી સ્ત્રીઓ ઘણે ભાગે આ પ્રકારનાં જ ગીત ગાય છે. મધ્યમ પ્રકારનું ગાયન

એ તેનો બીજો પ્રકાર છે. જે ગીત લોકવ્યવહાર વખતે, એટલે જન્મ, વિવાહ વગેરે પ્રસંગ ઉપર ગાવામાં આવે છે, અને એવા ઉત્સવ તથા વ્યવહારનું જેમાં વર્ણન કરેલું હોય છે, તે બીજા પ્રકારમાં આવે છે. આવાં ગીતોથી નથી લાભ કે નથી હાનિ. ફક્ત ઉત્સવ વખતે હર્ષ અને આનંદ દેખાડવાની મતલબથી તે ગાવામાં આવે છે. એવો હેતુ હોવાથી આવું ગાણું મધ્યમ પ્રકારનું ગણાય છે, પરંતુ લોકાચારને લીધે સઘળાંને એવાં ગીત ગાવાં પડે છે, તેથી તેમાં કાંઈ દોષ નથી. ત્રીજા પ્રકારનું ગાયન કનિષ્ઠ કહેવાય છે; કેમકે એમાં ઘણી હલકી બાબતનું વર્ણન આવે છે, એટલે ગાળ વગેરે અપશબ્દો તેમાં ઘણા હોય છે. ફટાણાં વગેરે આવા પ્રકારનાં ગીતો ઘણુંખરું નઠારી સ્ત્રીઓ મ્હોડે જોડે છે, અને ઘણી હોંસથી તે જ ગાય છે, તથા તેવાં ગીત સાંભળીને તેઓ ઘણી ખુશી થતી જણાય છે; પરંતુ સારી, કુળવાન્ ને સભ્ય સ્ત્રીઓ એવાં ગીતોનો એક શબ્દ પણ મ્હોડેથી કાઢતી નથી એટલું જ નહીં, પણ તેવાં સાંભળીને લજ્જા પામે છે. એવાં ગીતોથી મૂર્ખ સ્ત્રીઓનાં મન બગડે છે એ મોટું નુકસાન છે; અને તેમનું મન ચલિત થવાથી તેઓ અધર્મ ને અનીતિનાં કામ કરે છે. આવું ઝેર વિદ્યા વગર કોણ જેરવી શકે? કવિનું વચન છે કેઃ—

### દોહરો.

રસ અનરસ સમજ્યા વિના, કરે પ્રેમની વાત;<br>
વીંછી મંત્ર જાણે નહીં, સાપ ઉપાડે હાથ. ૫૦

જો કે સઘળી સારી નઠારી સ્ત્રીઓ સારી રીતે જાણે છે કે, આવું ગાણું ઘણું ધિક્કારવા જોગ છે, અને એવા નિર્લજ શબ્દો સ્ત્રીઓને મ્હોંડેથી નિકળવા જોઇએ નહીં જ, તોપણ

મૂર્ખ સ્ત્રીઓ નઠારાં ગીતો ગાઇને જેટલા આનંદથી નાંચવા કુદવા લાગે છે, તેટલો આનંદ ઉત્તમ ગીતો ગાઇને તેમને થતો જણાતો નથી. કોઇક કવિનું વચન છે કેઃ-

### દોહરો.

જે જેના મનમાં ગમે, તેના ગુણ તે ગાય;
ઝેરતણા જમનાર વીખ, અમૃત જાણી ખાય. ૫૧

એમનો સ્વભાવ જ્યારે કુછંદી થઇ જાય છે, ત્યારે તેમાંથી તેમને છૂટા કરવાનું કામ ઘણું કઠણ થઇ પડે છે. કહ્યું છે કેઃ-

### દોહરો.

સુધરે નહીં કુવાણી જો, કરે અનેક ઉપાય;
શિખવે લક્ષણ પણ કદી, કાગ ન કોયલ થાય. ૫૨

ઘણું ખરું વિવાહ વગેરે ઉત્સવોમાં સઘળા પ્રકારની સારી નઠારી સ્ત્રીઓ એક જગ્યાએ મળે છે ને ગીતો ગાવા વગેરેનું કામ ચલાવે છે; પરંતુ તેઓમાં જે મૂર્ખ હોય છે, તે જ નઠારાં ગીતો ચિત્ત લગાડી ગાય છે ને સાંભળે છે, અને ધીમે ધીમે નઠારી સ્ત્રીઓનાં ટોળામાં ભરાય છે; પણ જેઓ સદ્‌ગુણી ને બુદ્ધિમાન્ હોય છે, તેઓ નઠારાં ગીતોપર લક્ષ આપતી નથી, પણ કોઈ બીજી સારી વાતોમાં જ પોતાનું મન લગાડી દે છે; તેવાં કારણથી તેમની બુદ્ધિમાં કોઈ પ્રકારનો વિકાર ઉત્પન્ન થતો નથી. કવિનું વચન છે કેઃ—

### દોહરો.

સહજ શીલ ગુણ સુજનનો, ખલમતિ કરે ન ભંગ;
રત્ન દીપ બુઝાય નહિ, પામી પવન પ્રસંગ. ૫૩

વળી એવું પણ કહ્યું છે કેઃ—

### દોહરો.

તુલસી* ઉત્તમ પ્રકૃતિકો, કહા કર સકત કુસંગ।
ચંદન વિષ બ્યાપે નહીં, લપટે રહત ભુજંગ॥ ૫૪

આટલી વાત સાંભળીને વિદ્યાગવરી બોલી કે, હે પુત્રી, ગાયનવિદ્યાના ત્રણ પ્રકાર મેં તને સંભળાવ્યા. હવે જે ઇચ્છા હોય તે કહે. ચંદ્રભાગાએ નમ્રતાથી અને મધુર વચનથી જવાબ આપ્યો કે, માતાજી, ગાયનના ત્રણ પ્રકાર હું સારી રીતે સમજી, જે ઉપરથી મારા જાણવામાં એટલું તો આવ્યું કે, જેમ દૂધ ને પાણી એકઠાં થયાં હોય છે તેમ આ વિદ્યામાં ગુણ અને અવગુણ બન્ને એકઠાં મળી ગયાં છે. જે સ્ત્રીઓએ બાલ્યાવસ્થાથી જ વિદ્યાભ્યાસ કરી મનને રાજહંસ જેવું બનાવ્યું હોય છે તે તો પાણીરૂપી અવગુણને છોડી દઇ દૂધરૂપી ગુણ ગ્રહણ કરે છે; અને જે સ્ત્રીઓએ વિદ્યારૂપી દીવાથી પોતાના હૃદયરૂપી ઘરમાં અજવાળું કીધું નથી હોતું, તેમણે પોતાના મનને એવું બનાવ્યું હોય છે કે, જુવારના રાડાના ગરની માફક દૂધરૂપી ગુણને છોડી દઈ, જળરૂપી અવગુણ તેઓ જરૂર ગ્રહણ કરે છે. (જુવારના રાડાના ગરમાં એવો ગુણ હોય છે કે, જો તેને દૂધવાળા પાણીમાં નાંખીએ તો દૂધને મૂકી પાણીને ચુસી લે છે.) કોઇ કવિનું વચન છે કેઃ—

---

* તુલસી શુદ્ધ સ્વભાવને, શું કરી શકે કુસંગ,
ચંદન વિષ વ્યાપે નહીં, વળગી રહે ભુજંગ. *

* સાપ.

દોહરો.

હરિરસ તજી ધરી વિષયરસ, સુખ માને અજ્ઞાન;
અમૃત તજીને જ્યમ કરે, કોઇ મૂર્ખ વિખપાન. ૫૫

વળી એમ પણ કહ્યું છે કેઃ—

દોહરો.

જેના મનમાં જે ગમ્યું, તેને તેનું કામ;
*આકતણા કીડા તણું, આંબામાં નહિ ઠામ. ૫૬

ચંદ્રભાગાનાં આવાં બુદ્ધિવાળાં વચન સાંભળી વિદ્યાગવરી ઘણી પ્રસન્ન થઈ, અને મનમાં વિચાર કરવા લાગી કે, એના હૃદયરૂપી ઘરમાં વિદ્યારૂપી દીવાએ સારી રીતે પ્રકાશ કીધેલો જણાય છે. કોઇ કવિનું વચન છે કેઃ—

દોહરો.

માતપિતાનો હોય સહુ, સુતપર સરખો પ્યાર;
સપૂતથી શાંતિ લહે, કપૂતથી દુઃખ અપાર. ૫૭

તે ઉપરથી વિદ્યાગવરીએ વિચાર કીધો કે, આ પુત્રી ગાયનવિદ્યા શિખવવાને યોગ્ય થઇ છે. એના મનમાં કોઇ પણ પ્રકારનો વિકાર ઉત્પન્ન થવાનો સંભવ જણાતો નથી. ઘણું ખરું લગ્ન વગેરે પ્રસંગોમાં સ્ત્રીઓને ગાવા કરવાનાં કામમાં જરૂર પડે છે, તેથી ચંદ્રભાગાને પણ એ વિદ્યા શિખવવી યોગ્ય છે, એવો વિચાર મનમાં લાવી પોતાની પુત્રીને ઉત્તમ અને મધ્યમ એવાં બે પ્રકારનાં ગીત તેણે સારી રીતે શિખવ્યાં, અને કહ્યું કે, બ્હેન! કનિષ્ઠ ગાયનમાં કદી પણ મન લગાડતી નહીં.

થોડા દિવસ મહેનત કરવાથી ચંદ્રભાગા પાકશાસ્ત્રમાં (રાંધવા સિધવાના કામમાં) હોશિયાર થઇ અને બાર વર-

* આંકડો.

સની ઉમર થતાં સૂધીમાં સ્ત્રીના દરેક ધર્મ જાણી ઘણી કુશળ બની. ઉત્તમ સ્ત્રીઓમાં જે જે ગુણ હોવા જોઇએ, તે સઘળા ગુણ ચંદ્રભાગામાં આવ્યા. તેની ધીરજ અને ગંભીરતાની વાતો સાંભળી ગામનાં બધાં સ્ત્રી પુરુષો તેનાં વખાણ કરવા લાગ્યાં. આવી ગુણવાન્ અને સુશીલ કન્યા જેને ઘેર જન્મી, એવી વિદ્યાગવરીના ઘરને ધન્ય છે, એવું સઘળાં કહેતાં. એ કન્યાની કીર્તિ આખા શહેરમાં ફેલાઇ રહી, ને જ્યાં ત્યાં એની ખુબીની વાતો સંભળાતી હતી. એક દિવસ વિદ્યાગવરીની ફુલકોર નામની પાડોસણ પોતાની દિકરી કુબુદ્ધિબાઇને લઇને વિદ્યાગવરીને ઘેર આવી અને કહેવા લાગી કે, વિદ્યાગવરી, તમે ઘણાં ભાગ્યશાળી છો, ને તમારું પુણ્ય વખાણવા યોગ્ય છે. તમારે પેટે આવી બુદ્ધિમાન્, ગુણવાન્ અને સુશીલ ચંદ્રભાગા જેવી પુત્રી પેદા થઇ છે. તે ગામેગામ તમારી કીર્તિ ફેલાવશે અને પોતાના પિહેરના તથા સસરાના બન્ને કૂળને તે શોભાવશે. જો પરમેશ્વર દિકરી આપે તો તમારી ચંદ્રભાગાના જેવી જ આપજો, ને મારી કુબુદ્ધિબાઇ જેવી છોકરી કોઈને ન આપશો; એવી છોકરી હોવા કરતાં વાંઝિયાં રહેવું હુ વધારે સારું સમજું છું. મારે પેટે આવી દુઃખદાયી કન્યા પેદા થઈ છે, તેથી હુ ઘણી અભાગણી છું. જગતમાં એ મારી અપકીર્તિ કરાવશે. હુ એને લીધે ઘણી દુઃખી છું. રાત દહાડો ઘરમાં કલેશકંકાશ મચાવી રહે છે, અને હંમેશાં નઠારી છોકરીઓની સોબતમાં રમ્યા ને કૂદ્યા કરે છે. મારું કહ્યું તો કાંઈ ગણકારતી જ નથી, ને પોતાનું સૂઝ્યું કામ કર્યા કરે છે, ઘરનો કામધંધો કરવામાં તો મન જ નથી લગાડતી. આખો દહાડો નકામો બકવાદ કરીને મારું માથું પકવી નાંખે છે અને નઠારાં નઠારાં ગીત ગાયા

કરે છે. ગામના બધા લોક એની વાતો કરે છે, ને એને લીધે મને વગોવે છે. એને જોઇને હુ તો ઘણી લજવાઈ મરું છું. એને લીધે મારે રોજ મ્હેણાંઓઠાં સાંભળવાં પડે છે. એ નઠોર છોકરીને હુ ઘણી ઘણી રીતે સમજાવીને થાકી, પણ મારા કહેવા બોલવા ઉપર એ કંઈ ધ્યાન જ આપતી નથી. હવે મારે શું કરવું, તે સૂઝતું નથી. મારો જીવ તો જેવો બળીને ખાખ થઈ જાય છે. આ બધી વાત સાંભળી વિદ્યાગવરી બોલી; અરે બ્હેન, તમે કહો છો ખરાં, પણ આ છોકરીનો કંઈ પણ દોષ હોય એવું મને જણાતું નથી; એમાં સઘળો દોષ તમારો જ છે. જો તમે એને બાળપણથી વિદ્યાભ્યાસ કરાવ્યો હોત, અને એનો સ્વભાવ સુધારવા પાછળ મંડ્યા હોત, તો આ દશાએ તમે શેનાં પહોંચત? હવે તો એનો સ્વભાવ બગડી ગયો છે, માટે તેનો ઉપાય ઘણો કઠણ છે. ખરે બ્હેન, તમે પહેલાંથી જ એનો સ્વભાવ સુધારવાનો ઉપાય ન કીધો, એ સારું કર્યું નહીં. તમને તો આ પ્રમાણે ફક્ત મનમાં લાગશે એટલું જ, પણ એ બિચારીનો તો આખો જન્મારો નકામો જેવો ગયો એવું સંભવે છે. પોતાનાં બાળકને શિખવવા ઉપર માબાપ જો તનમનથી ધ્યાન આપે, અને પછી પણ તેનો સ્વભાવ બગડી જાય, તો પણ એટલું નક્કી જાણવું કે, માબાપના થોડા ઘણા પણ આળસને લીધે જ એવી દશાએ તેઓ પહોંચે છે. હવે પછવાડેથી પસ્તાવો કરવાથી શું વળે? ખરો વખત તમે ખોયો છે; કોઈ કવિનું વચન છે કેઃ—

### દોહરો.

આવરદા ઓછું રહ્યું, પ્રભુથી કર્યો ન પ્રેમ;<br>
ખાઈ ગયા તીડ ખેતરો, પછી પસ્તાવું કેમ? ૫૮

પરંતુ હજી પણ, બ્હેન, તમારી દિકરીનો જન્મારો સુધારવાને માટે જો તમારાથી કંઈ યત્ન થઈ શકે તો તે કરવું ઘટારત છે. થોડું ઘણું પણ તે ફાયદાકારક થશે. કેમકે કોઈની પણ કરેલી મ્હેનત બરબાદ જતી નથી. વિદ્યાગવરીએ કુલકોરને આ પ્રમાણે દિલાસો આપીને વિદાય કરી. બાલ્યાવસ્થાની આટલી કથા ચંદ્રશંકરે પોતાની પુત્રી રત્નગવરીને સંભળાવીને કહ્યું કે, જે છોકરી બાળપણમાં વિદ્યા શિખવામાં મન લગાડશે, તે ચંદ્રભાગાની માફક આ લોક તથા પરલોકમાં પોતાની કીર્તિ વધારશે, અને અનેક પ્રકારનું સુખ ભોગવશે; અને જે છોકરી ભણવા લખવામાં ચિત્ત લગાડશે નહીં, તે કુબુદ્ધિબાઈની માફક સંસારમાં પોતાની તથા પોતાનાં માબાપની નિન્દા કરાવશે અને અનેક પ્રકારનું દુઃખ ભોગવશે.

આ પ્રમાણે બાલ્યાવસ્થાની સંપૂર્ણ કથા સુલક્ષણા શેઠાણીએ ધરમદાસ શેઠને કહી સંભળાવી.

---

બીજો અધ્યાય સમાપ્ત.

---

## અધ્યાય ૩ જો.



### યુવાવસ્થાનો પ્રારંભ.

ધરમદાસ શેઠે પોતાની સ્ત્રી સુલક્ષણાને કહ્યું કે, બાલ્યાવસ્થાની હકીકત સાંભળી મારું મન ઘણું પ્રસન્ન થયું છે; હવે યુવાવસ્થાનું વર્ણન સાંભળવાની મારી ઇચ્છા છે. સુલક્ષણા શેઠાણી પ્રસન્ન ચિત્તથી બોલી, પ્રાણનાથ! જ્યારે ચંદ્રશંકર પાઠક પોતાની પુત્રી રત્નગવરીને બાલ્યાવસ્થાની કથા સારી રીતે શિખવી રહ્યા, ત્યારે તેમણે યુવાવસ્થાની કથા શરુ કીધી. એનું પહેલું વાકય આ છે:–

#### દોહરા.

યૌવન ધન લાવણ્યતા, પામી નમ્ર જે થાય;<br>
સ્તુતિ તેની સર્વે કરે, જગમાં સુજશ ગવાય. ૫૯

ભણ્યા વિના વિદ્યા ભલી, આ ગુણ આવે કેમ;<br>
તેથી મહેનતથી ભણો, તન મન દૈ ધરી પ્રેમ. ૬૦

ચંદ્રશંકર બોલ્યા કે, જે છોકરી ડાહીગવરીની માફક પોતાના સાસરામાં વર્તે છે, તે પોતાના બાપના ને સસરાના બન્ને કુળનું ભૂષણ થાય છે. રત્નગવરીએ પૂછયું, એ શી રીતે? ચંદ્રશંકર બોલ્યા કે સાંભળ, તે વાત કહું છું.

મુંબઇ શહેરમાં એક ચંપકલાલ નામનો ઘણો ગુણવાન્ કાયસ્થ રહેતો હતો. તેને ડાહીગવરી નામની ઘણી રૂપવાન્ અને ગુણવાન્ ધર્મપત્ની હતી. આ ચતુર સ્ત્રી બાલ્યવસ્થામાં પોતાના માબાપને ઘેર ભણી સારી રીતે વિદ્યા શિખી હતી, તેથી તેના હૃદયમાં વિદ્યારૂપી દીવાનો પ્રકાશ થઇ રહ્યો હતો.

સારીં નરસી સઘળી વાતની સમજ પાકી હતી, અને તે પોતાના મળતાવડા સ્વભાવથી તથા ઠાવકાઈથી ઘરનાં સઘળાં માણસનાં મન હમેશાં ખુશ રાખતી હતી. એવું કહ્યું છે કેઃ–

દોહરો.

કોયલ નવ દે કોઇને, હરે ન કોનું કાગ;
મીઠાં વચનથીં સર્વનો, લે કોયલ અનુરાગ.* ૬૧

ડાહીગવરી પોતાનાં સાસુસસરા, જેઠજેઠાણી વગેરે વડીલોને આદરમાનથી બોલાવતી ને તેમની મર્યાદા કદી લોપતી નહીં; અને દિયર દેરાણી નણન્દ વગેરે તેનાથી નાની વયન કુટુંબી ઉપર દયાભાવ રાખતી, તથા અનેક પ્રકારની કથા-પ્રસંગો સંભળાવી અને દાખલાઓ આપી તેમને સારી શિખામણ આપતી. તે ચતુર સ્ત્રી સવારમાં સઘળાંથી પહેલી ઉઠતી, અને દરેક કામ પોતાની સાસુની મરજી મુજબ ઠાવકાઇથી અને ચેવટ રાખી કરતી. કોઈપણ કામ કદી ઉતાવળ કરીને બગાડતી નહીં. બુદ્ધિમાનનું વચન છે કે, હરેક કામ ઘણી ધીરજ રાખી સાવધાનીથી ગભરાયા વગર કરવું જોઇએ; કોઇ પણ કામમાં ઉતાવળ કરવી તે સારું નથી. કેમકે ઉતાવળ કરવાથી ઘણું ખરું કામ બગડી જાય છે. કહેવત છે કે 'ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર.' તે સુશીલ તથા ચંચળ સ્ત્રી કામ કરવામાં કદી આળસ રાખતી નહીં. જે કામ તેને સોંપવામાં આવતું, તે ઉમંગથી અને આનંદથી કરતી; કદી પણ મૂર્ખ સ્ત્રીઓની માફક મ્હોડું ચઢાવતી નહીં. ઘણું ખરું મૂર્ખ સ્ત્રીઓનો સ્વભાવ હોય છે કે, જો કદાપિ કંઈ કામ તેમને કરવું પડે તો મ્હોડું ચઢાવી તે કામ કરતાં પોતાનો ગુસ્સો ગમે તેમ બત-

---

* પ્રીતિ.

લાવે છે, અને મ્હોડેથી કંઇ કંઇ બબડતી જાય છે. 'સાસુ અથવા બીજા કોઇના કહેવાથી કામ કરવું પડે તો ગુસ્સામાં ને ગુસ્સામાં કેટલીકવાર તો તેઓ પોતાનાં બિચારાં નિરપરાધી બાળકને પણ મારે છે. સ્ત્રીઓનો આવો સ્વભાવ ઘણો વખોડવા લાયક છે. તેમ વિદ્યા શિખેલી ન હોવાને લીધે તેવો સ્વભાવ તેઓ બદલી શકતી નથી અને તેથી હમેશાં આવી નઠારી દશામાં ફસેલી ને ફસેલી રહે છે. ડાહી ગવરી ગમે તેવું હોય, તોપણ પોતાનું મન ખુશ રાખતી હતી. તેનું મ્હોડું જ્યારે જોઇએ ત્યારે હસતું જણાતું. કોઇ પણ વેળા તે ઉદાસ જણાતી નહીં. કદાચિત્ કોઇ પુરુષ કે સ્ત્રી ગેરસમજથી તે સુલક્ષણાપર ગુસ્સે થતાં, તોપણ તે પોતાના મુખકમળપર જરાએ ઉદાસીનું ચિહ્ન દેખાડતી નહીં, પણ ઉલટી પોતાની ગંભીરતા તથા ડહાપણથી તેમની ગેરસમજ દૂર કરી, એવી રીતે તેમને શાંત પાડતી કે, તેઓ પોતાના મનમાં શરમાઈ જતાં, અને પસ્તાવો કરીને કહેતાં કે, અમે નકામાં આ ડાહીગવરીને કઠોર વચન કહ્યાં. કવિનું વચન છે કેઃ-

### દોહરો.

સમજ્યા વિણ જે નર ધરે, હૃદય વિષે અતિ રોષ;<br>
પાછળથી પસ્તાય તે, લાજે દેખી દોષ. ૬૨

જો કોઇવાર ડાહીગવરીને તેની સાસુ રસોઇ કરવાનું કહેતી તો તે ચતુર સ્ત્રી ઘણી સ્વચ્છતા તથા ચોખ્ખાઇથી રસોઇ કરતી, અને અનેક તરેહનાં પકવાન્ન વગેરે સ્વાદિષ્ઠ પદાર્થો બનાવી ઘરનાં સઘળાં સ્ત્રી પુરુષોને ઘણા પ્રેમભાવથી તે જમાડતી. વળી પોતાના કામમાંથી પરવારતી ત્યારે પોતાની સાસુ નણન્દ વગેરેને કામ કરવા લાગતી, અને કોઇનું માથું ગુંથતી, તો કોઈના ચોટલો હોળી જૂ વગેરે કાઢતી, અથવા

ચોળીં કાચળી સીવવાનું કે ભરવાનું કંઇ કામ લઇ બેસતી; પોતાની પાસે બેસનારીઓને સારી શિખામણની અને ખુશી કરે તેવી વાતો સંભળાવી પ્રસન્ન કરતી ને આનંદ આપતી; કદી પણ મૂર્ખ સ્ત્રીની માફક તે વર્તતી નહીં. મૂર્ખ અને કર્કશા સ્ત્રીઓ પોતાના કામધંધામાંથી પરવારે છે, ત્યારે ઘણે ભાગે પથારી નાંખીને સૂઇ રહે છે, અથવા આખા ગામની કુથલી કરે છે, કે ગમે તે કોઇ બે જણને એવી ભમાવી મારે છે કે, માંહોમાંહે લડાઈનાં તોફાન ઉઠે છે ને ઝઘડા મચે છે. એવી મૂર્ખ સ્ત્રીઓની વાતો સાંભળી કોઇ રાજી થતું નથી. કોઇ કવિનું વચન છે કેઃ–

### દોહરો.

કાવ્યશાસ્ત્ર આનંદમાં, ડાહ્યાના દીન જાય;
* નિદ્રા કલેશથી મૂર્ખનો, જન્મ પૂરો ઝટ થાય. ૬૩

રાતે સઘળો કામધંધો એટલે ઢાંકવા ઢુંકવાનું કરીને ઘરનાં માણસ સુઇ ગયા પછી પોતાના સ્વામીની સેવામાં તે હાજર થતી, અને અનેક પ્રકારની મનોરંજક વાતો કરી પોતાના પતિને આનંદ પમાડતી તથા સુખ આપતી. વાતો કરતાં ઘણી રાત જતી તો ડાહીગવરી કોઇક વખતે પોતાના સ્વામીને નરમાસથી કહેતી કે, સ્વામીનાથ! ઉંઘવાનો વખત થયો છે માટે હવે સૂવું જોઇએ; બહુ જાગવાથી શરીર બગડે છે, અને એવું કહ્યું છે કેઃ—

### દોહરો.

રાતે વહેલા સુઇને, વહેલા ઉઠે જેહ;
વિદ્યા ધન પામે અને, રહે નિરોગી તેહ. ૬૪

---

* ઉંઘ.

ચંપકલાલ પોતાની સ્ત્રીની બુદ્ધિ અને ચતુરાઈ જોઈને ઘણો આનંદ પામતો અને પોતાના સારા ભાગ્ય માટે ઈશ્વરનો ઉપકાર માનતો. ખરેખર જેની સ્ત્રી મધુર બોલનારી અને સુશીલ હોય છે, તે માણસ ઘણો ભાગ્યશાળી છે. એક દિવસ એવું બન્યું કે, ડાહીગવરી પોતાની સાસુના પગ દાબવા બેઠી, એટલે સાસુએ કહ્યું કે, અલી વહુ, ઘરના કામકાજથી તને થાક લાગ્યો હશે, માટે જરા આરામ લે; મારા પગ દાબવાની કંઈ બહુ જરૂર નથી. ડાહીગવરી બોલી, વાહ સાસુજી, એવું શું બોલો છો ? મારું ધન્ય ભાગ્ય છે કે, મને આપની સેવા કરવાનું મળે છે. સાસુ બોલી, વહુ ! તારું હૃદય વિદ્યારૂપી શણગારથી શોભાયમાન થયલું છે, તેથી કરીને સઘળી સારી નરસી વાતોને પણ તું રુડી સમજે છે. પરંતુ જે સ્ત્રી પોતાના હૃદયરૂપી ઘરમાં વિદ્યારૂપી અજવાળું નથી કરતી, તે તો મૂર્ખતાને લીધે ઘણી અભિમાની થઈ જાય છે, અને પોતાનાં સાસુ સસરાને સુખ આપવાને બદલે અનેક પ્રકારે દુઃખ દે છે, એટલું જ નહીં પણ પોતાના ધણીને ઉંધું ચત્તું સમજાવીને જૂદું ઘર મંડાવે છે. આ વાત સાંભળી ડાહીગવરી બોલી કે, પૂજ્ય સાસુજી ! તમારી વાત ખરી છે. મેં પણ ઘણી જગ્યાએ એવું જોયું છે, પરંતુ જે પોતાનાં હિતકારી સાસુસસરાને દુઃખ દેવાની ઇચ્છા રાખે છે, તે કંકુડી નામની ભીલડીની માફક ઘણી દુઃખી થાય છે. સાસુએ પૂછ્યું કે, એ શી રીતે ? ડાહીગવરી બોલી, તેની વાત સાંભળો, હું કહું છું.

ઉદેપુરમાં જગલો નામનો એક ભીલ રહેતો હતો. તેને કંકુડી નામની ઘણી મૂર્ખ અને દુષ્ટ સ્ત્રી હતી. તે ભીલનાં માબાપ ઘણાં ઘરડાં થઈ ગયાં હતાં. તે પોતાનાં વૃદ્ધ માબા-

પની સારી રીતે સેવા કરતો હતો. પણ તેની સ્ત્રી કંકુડી દુષ્ટ સ્વભાવને લીધે પોતાનાં ઘરડાં સાસુસસરાને ગણકારતી નહીં, અને કઠોર વચન સંભળાવી સંભળાવી તેમને રોજ સંતાપ્યા કરતી. પોતાના ધણીને તથા છોકરાને સારું સારું ખવડાવતી અને પોતે પણ તેવું ખાતી, પરંતુ પોતાનાં સાસુસસરા, જેમનાં શરીર ઘડપણને લીધે ઘણાં ઘસાઇ ગયાં હતાં, તેમને લુખોપાખો રોટલાનો કકડો ખાવા આપતી. તેઓ બિચારાં દાંત ન હોવાથી સુકો રોટલો બરોબર ચાવી શકતાં ન હોતાં, તેથી ભૂખને લીધે ઘણું દુઃખ પામતાં હતાં, અને ઈશ્વર પાસે રાત દિવસ મોત માગતાં હતાં. પેલી કંકુડીએ પોતાના ધણીના મનમાં પણ એવું ભેરવી મૂક્યું કે, તે પણ પોતાના માબાપની પછીથી કંઈ ખબર અંતર લેતો નહીં. એક દિવસ લાગ મળવાથી તેની માએ તેને બોલાવીને કહ્યું કે, ભાઇ જગલા, હવે તો મારું મોત પાસે આવી ચુક્યું છે. પણ તને એ વાત કહેવાની મારી ઇચ્છા છે તે તું સાંભળે તો કહું. આવાં દીન વચન સાંભળી જગલાના મનમાં દયા ઉત્પન્ન થઈ, અને તે બોલ્યો કે, માવડી, જે કહેવું હોય તે કહે, હું ધ્યાન દઈને સાંભળીશ. તે બોલી, બેટા, મારા ઘડપણમાં મને સુખ મળશે, એવો વિચાર કરી અનેક પ્રકારનાં દુઃખ સહન કરી તને પાળી પોષી મેં મોટો કર્યો. તું ખાતોપીતો થયો ત્યારે, પહેલાં તને ખવડાવતી ને પછી હું ખાતી, ને કોઈવાર ભૂખી પણ રહી જતી. પરંતુ તને ભૂખ્યો રાખતી નહીં. તે તું હાલમાં એવો નિર્દય થઈ ગયો છે કે, તારી બૈરીનું કહ્યું માની, અમારાપર પડતી પીડાનું ભાન સરખું રાખતો નથી. આ વાત સાંભળી જગલાની છાતી ભરાઈ આવી, અને આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં.

પછી તેણે પોતાની માને કહ્યું કે, દુષ્ટ કંકુડી તમને આટલું દુઃખ દે છે, એવું હું જાણતો નહોતો. હવે હું પોતે તમારી સેવામાં હાજર રહીશ. એમ કહીને કંકુડીની પાસે જઇને બોલ્યો કે, અરે અભાગણી, શરીર ઉપર જેટલી રુઆંટી છે, તેટલા વર્ષ સૂધી માબાપની ચાકરી કરવાથી પણ પુત્રનો ઉદ્ધાર થતો નથી, તો તેં તો મારાં માબાપને ઘણું દુઃખ દીધું છે; હું તારું મ્હોં કદી જોનાર નથી. આટલું બોલી પોતાનાં માબાપની પાસે આવી તન મન અને ધનવડે તેમની ઘણી સારી ચાકરી કરવા લાગ્યો. કંકુડી પણ પોતાના નઠોર સ્વભાવને લીધે ગુસ્સો લાવી પોતાનાં છોકરાંને લઈ જૂદી રહી. કેટલાક દિવસ વીત્યા પછી કંકુડીએ પોતાના છોકરાને પરણાવ્યો, અને કર્કશા નામની વહુને તે ઘેર લાવી. જેવું તે વહુનું નામ હતું, તેવા જ તેનામાં ગુણ હતા. તે કર્કશાબાઈ મોટી થઈ, એટલે પોતાની સાસુને ઘણું દુઃખ દેવા લાગી, ને આખરે લડીવઢી પોતાના ધણીને લઇને જૂદું ઘર માંડી બેઠી; આથી કંકુડી પોતાના પતિ તેમજ પુત્ર બંનેથી છૂટી પડી, તેથી બહુ ગભરાવા લાગી અને ભીખ માગી પેટ ભરવાનો વખત આવ્યો જોઈ, પોતાની સાસુ પાસે ગઈ, અને તેમને પગે પડી પોતાના છોકરા તથા વહુની સઘળી હકીકત કહી સંભળાવી. તેની સાસુ બધું સાંભળીને બોલી કે, હે પાપિણી, અમારો છોકરો નહોતો જાણતો, તેવી રીતે તેં અમને બંનેને દુઃખ દેવામાં બાકી રાખ્યું નથી; જેવું દુઃખ તેં અમને દીધું છે, તેવું જ તું પણ ભોગવશે; કહ્યું છે કેઃ–

### દોહરો.

ઇચ્છે સુખ ભુંડાઇથી, તે ક્યાંથી મળનાર;<br>
આક* તણાં બી વાવતાં, આંબા નથી થનાર. ૬૫

---

* આકડો.

વળી એમ પણ કહ્યું છે કેઃ-

દોહરો.

ઇચ્છે ભુંડુ અવરનું,* તેનુ ભુંડુ થનાર;
અન્ય કાજ ખાડો ખણે,† તેમાં તે પડનાર. ૬૬

આ પ્રમાણે જ્યારે સાસુએ તેને મર્મનાં વચન કહ્યાં ત્યારે કંકુડી ઘણું પસ્તાવા લાગી અને મનમાં બોલી કે, સાસુ સસરાને મેં દુઃખ દીધું તે સારું કીધું નહીં હવે તો કર્યાં કર્મનાં ફળ ભોગવવાં પડવાનાં. આવો વિચાર મનમાં લાવી તે ઘણી દુઃખી થઈ. તેટલા માટે કહું છું કે, જે પોતાના સાસુ સસરાને દુઃખ દે છે, તે કંકુડી ભીલડીની માફક દુઃખ પામે છે. ડાહીગવરીની સાસુએ જવાબ દીધો કે, એ વાત બરાબર છે. તારી બુદ્ધિ અને ગુણ જોઇને હું ઘણી જ પ્રસન્ન થઇ છું. ઈશ્વર તારું ભાગ્ય દિનપ્રતિદિન મોટું કરે, ને તારો પરિવાર ઘણો વધારી પુત્રપૌત્રનું સુખ તને દેખાડે. પછી ડાહીગવરી પોતાની સાસુની આજ્ઞા લઇને ઘર-ધંધામાં રોકાઈ. કેટલાક દિવસ વીત્યા પછી ડાહીગવરીને એક છોકરો થયો. તેનું નામ સુખલાલ પાડ્યું. બાળપણથી જ તે ચતુર સ્ત્રીએ તેનો સ્વભાવ સારો કરવાનું યત્ન કીધું. નિત્ય તેને સવારમાં વહેલો ઉઠાડતી. તે હમેશાં સ્વચ્છ રહે તે વાતપર ધ્યાન આપતી. કદી પણ તેનું શરીર મેલું થવા દેતી નહીં. સવારથી જ તેનાં હાથ મ્હોં ધોઈ કપડાં પહેરાવી રાખતી, અને રમતમાં ને રમતમાં કક્કાના અક્ષર તેને બતાવ્યા કરતી. તેને શિખવવા ઉપર વિશેષ ધ્યાન રાખતી. આ પ્રમાણે શિખ-વવાથી બાળકના મગજપર કંઇ બોજો પડતો નથી. દરરોજ

---

* બીજાનું. † ખોદે.

મહેનત કરવી પડે છે એવું તેને લાગતું પણ નથી. દરરોજ તે તેને ન્હુવાડતી અને કદી પણ મેલાં કપડાં પહેરાવતી નહીં. તે સમજતી હતી કે, મેલાં કપડાં પહેરાવવાથી બાળકના શરીરમાં વિકાર થાય છે; કેમકે શરીરની ચામડીમાંનાં છિદ્રોમાંથી જે પરસેવો નિકળ્યા કરે છે, તે મેલને લીધે બહાર નિકળતો અટકી જવાથી અનેક રોગ ઉત્પન્ન કરે છે ને તેથી બાળક ઘણું દુઃખી થાય છે. તેટલા માટે એટલું તો જરૂરનું છે કે, જે સ્ત્રી પોતાનાં બાળકને નીરોગી રાખવા ઇચ્છતી હોય, તેણે તેની સ્વચ્છતા અને નિર્મળતા ઉપર હમેશાં ધ્યાન આપવું. વળી ડાહીગવરી ભારે, ન પચે તેવા પદાર્થ ખાતી નહીં, તથા જે જે વસ્તુઓ ખાધાથી ધાવણાં છોકરાં હેરાન થાય છે, તેથી દૂર રહેતી. ડાહીગવરીનો આ સુખલાલ પુત્ર, જે ખરેખર સુખરૂપ જ હતો તે રડવું રીસાવું તે શું, તેનાં નામ પણ જાણતો નહોતો. તેનું મ્હોં હમેશાં હસતું જણાતું, અને તે આખો દહાડો આનંદી દેખાતો. કહ્યું છે કેઃ—

### દોહરો.

જણાઈ શુભ લક્ષણવડે, કુળ સપૂત સર્વત્ર;<br>
ઉછરનારા છોડનાં, થાય પ્રફુલ્લિત પત્ર. ૬૭

બાળકને હસતાં રીસાતાં જોઇને તેના માબાપના જીવને ઘણો કલેશ થાય છે, તેટલા માટે બાળકનો સ્વભાવ તેવો થાય નહીં, તેપર માતાઓએ પહેલાંથી જ લક્ષ આપવું. એક દિવસે ઉનાળામાં ડાહીગવરી પોતાના છોકરાને ખોળામાં લઇ પતિની પાસે બેશીને પંખાવડે તેને વા નાંખતી હતી. અચાનક તેની જેઠાણી ત્યાં થઇને ગઈ. બંનેની આંખો સામસામી મળતાં ડાહીગવરી શરમાઇને પોતાના ધણી પાસેથી ઉઠી અને જ્યાં ઘરનાં બીજાં બૈરાં બેઠાં હતાં ત્યાં ગઈ. તેને જોઇને તેની

જેઠાણી હસીને બોલી કે, કેમ ઉઠી આવ્યાં? જાઓ જાઓ, તમારા સ્વામીનાથને વા નાંખી પ્રેમની જાળમાં તેને ફસાવો. ડાહીગવરી જરાક ચીડવાઈને બોલી કે, ભાભીજી, એમ કેમ બોલો છો? જે સ્ત્રી પોતાના પતિ માટે પ્રેમ નથી બતાવતી, તે દુર્ગન્ધા બગલીની માફક લજવાઈ મરે છે. જેઠાણીએ પૂછ્યું કે, એ શી રીતે? તેણે જવાબ આપ્યો કે, તમે તો સઘળું જાણો છો, પણ આપણાં નણન્દ દેરાણી વગેરેને સંભળાવવાને તે વાત કહું છું.

મદનસાગરના તીર ઉપર એક દુર્ગન્ધા નામની બગલી રહેતી હતી. તે પોતાના રૂપ અને જુવાનીના તોરમાં પતિની સેવા કરવા તરફ મન રાખતી નહોતી. એક દિવસ તે ઉડતી ઉડતી કર્પૂર સરોવરની પાળ આગળ જઇ પહોંચી. ત્યાં એક પતિવલ્લભા નામની હંસીને જોઇને તેની પાસે ગઇ. તેનો પતિ પરદેશ ગયો હતો, તેથી તે હંસી ઉદાસ થઇને ત્યાં બેઠી હતી. બગલીએ પૂછ્યું કે, હે બહેન, તું ઉદાસ કેમ દેખાય છે? હંસીએ કહ્યું કે, મારા પ્રાણપતિ આજે પોતાની બહેનને મળવા સારુ માનસરોવર ગયા છે. તેમના વગર મને સઘળું સૂનું સૂનું લાગે છે. પારકે ઘેર કેવા સુખદુઃખમાં તેમનો આજનો દહાડો ગયો હશે, અને તેમને ખાવાપીવાનું કેવું મળ્યું હશે, એ હું જાણી શકતી નથી. આ બધી વાતોના વિચાર મારા મનમાં એક પછી એક આવ્યા કરે છે. મારું મન તેમાંથી ખસતું નથી, ને ઘણું વ્યાકુળ થઇ રહ્યું છે. બગલીએ કહ્યું, શું હંસને તું એટલી બધી વહાલી છે? શું તારાપર તે એટલું બધું હેત રાખે છે કે, તેના વગર તું આટલી બધી વ્યાકુળ થઇ ગઇ છે? હંસી બોલી, અરે મૂર્ખી, તું એ શું બોલે છે? સ્ત્રી ઉપર પતિ પ્રેમ રાખે કે ન રાખે,

પણ સ્ત્રીનો તો ધર્મ જ છે કે, તેણે પતિના ઉપર તનમનથી ભાવ રાખવો. મને લાગે છે કે, સ્ત્રીધર્મનો કોઈ પણ ગ્રંથ તેં વાંચ્યો નથી, તેમ તે સંબંધી કંઇ સાંભળ્યું નથી, તેથી જ તારી આવી બુદ્ધિ જણાય છે. નીતિનું વચન છે કે—જે સ્ત્રીને પોતાના પતિએ કઠોર વચન કહ્યાં હોય, અથવા જેનાપર તેણે ગુસ્સો કર્યો હોય, તે સ્ત્રીએ પણ પોતાના સ્વામી તરફ પ્રસન્ન મુખથી જોવું જોઇએ, ને તેવી સ્ત્રી ખરેખર ધર્મની અધિકારિણી થાય છે. વળી પતિ ગમે તેવો હોય, નગરમાં રહેતો હોય કે વનમાં રહેતો હોય, પાપી હોય કે ધર્માત્મા હોય, પણ જે સ્ત્રી તેનાપર પ્યાર રાખે છે, તેનાં સંસારમાં હમેશાં વખાણ થાય છે; તે આ લોકમાં પરમ સુખ પામે છે. સ્ત્રીનાં સઘળાં આભૂષણોમાં ખરેખરું આભૂષણ તો તેનો પતિ જ છે. સ્ત્રી ગમે તેવી રૂપનો ભંડાર હોય, તોપણ પતિ વગર તે રૂપવાન્ ગણાતી નથી. વળી એવું કહ્યું છે કે, જે સ્ત્રી ઘરકામમાં ચતુર હોય છે, પુત્રવાળી હોય છે, પતિવ્રતા હોય છે, તથા જેને પોતાનો પતિ પ્રાણસમાન વહાલો છે, તેને જ ભાર્યાનું નામ શોભે છે; અને જે સ્ત્રીથી પોતાનો પતિ સંતોષ પામતો નથી, તે ભાર્યા કહેવાતી નથી. પતિ સંતોષ પામે તો સઘળા દેવતા પણ સંતોષ પામે છે. અત્રિ મુનિની સ્ત્રી અનસૂયાએ સીતાજીને સ્ત્રીધર્મના સંબંધમાં જે કંઇ કહ્યું છે, તે સ્ત્રીમાત્રને અભ્યાસ કરવો યોગ્ય છે. દુર્ગન્ધાએ પૂછ્યું, અનસૂયાએ સ્ત્રીના ધર્મ કહ્યા છે? ત્યારે પતિવલ્લભા હસી બોલીઃ—

શ્રીરામચંદ્રજી વનવાસ માટે નિકળ્યા હતા, ત્યારે તેઓ એક વખત અત્રિ ઋષિને આશ્રમે પધાર્યા હતા. ત્યાં આગળ રામના કહેવાથી સીતાજી અત્રિ ઋષિની સ્ત્રી અનસૂયા

પાસે ગયાં અને તેને પ્રણામ કરી ક્ષેમકુશળના સમાચાર પૂછ્યા. પછી મોટા ભાગ્યવાળી અનસૂયાએ સીતાજીને કહ્યું કે, હે સીતા, 'હું ક્ષત્રિય કન્યા તથા રાજપુત્રી છું, માટે વનવાસ કેમ જાઉં,' એવો ગર્વ છોડી દઈ પિતા દશરથે જેને વનમાં મોકલ્યા છે, એવા તારા પતિ રામની સાથે સાથે તું જાય છે, એ ઘણું સારું કરે છે. નગરમાં રહેલો કે વનમાં રહેલો, પોતાને અનુકૂળ અથવા પ્રતિકૂળ, સારો કે નરસો, અતિ દુષ્ટ સ્વભાવવાળો કે શાંત સ્વભાવવાળો, નિર્ધન અથવા રોગી હોય, તોપણ જે સ્ત્રીને પોતાનો પતિ પ્રિય હોય, તે સ્ત્રી આ લોકમાં પરમ સુખ ભોગવે છે; કેમ કે સારા સ્વભાવવાળી સ્ત્રીઓનું પરમ દૈવત પતિ જ છે. હે વિદેહ રાજાની પુત્રી! સ્ત્રીએ અખંડ તપ કરવાની પેઠે, આ લોક તથા પરલોકને વિષે ધારેલું ફળ મેળવવાને વાસ્તે ભજવા યોગ્ય પતિ જ છે; કારણ મને વિચાર કરતાં જણાય છે કે, તેમનો હિત કરનાર માત્ર પતિ છે. તેના શિવાય બીજા કોઇને હું અધિક જોતી નથી. હે સીતા! નહીં કરવા યોગ્ય કામ કરનારી જે દુષ્ટ સ્ત્રીઓ હોય છે, તે અપજશ પામી તથા ધર્મથી ભ્રષ્ટ થઇ અંતે ઘણું ઘણું દુઃખ ભોગવે છે. તારા સરખી વિવેકી તથા ધર્મ જાણનારી જે સ્ત્રીઓ હોય છે, તે પુણ્ય કરનારની પેઠે આ લોકમાં જશ મેળવી અંતે સુખ ભોગવે છે. માટે તું રામની સાથે રહે અને પ્રતિવ્રતાના ધર્મ પાળનારી, પતિ જ છે દૈવત જેનું એવી આચાર પાળનારી અને ધણીની સાથે ધર્માચરણ કરનારી થા; તેથી કીર્ત્તિ ને ધન પામીશ.

આવાં અનસૂયાનાં વચન સાંભળી તેમને સીતાજીએ કહ્યું કે, તમે મને શિખામણ આપો છો, એ આર્ય જેવા તમારા મુખમાંથી સાંભળી આશ્ચર્ય પામવાનું નથી. સ્ત્રીઓનો ગુરુ

પતિ જ છે, એમ તમે મને જે બોધ આપ્યો, તે મારા મનમાં બરાબર ઠસ્યો છે. પોતાનો પતિ વખાણવા લાયક ચરિત્ર વગરનો હોય તથા પેટ ભરવા જેટલા પૈસા કમાતો ન હોય તોપણ, સ્ત્રીએ પોતાના સ્ત્રીપુરુષરૂપ જોડામાં તૂટ ન પડે, તેવી રીતે પ્રીતિ રાખીને તેના તરફ વર્તવું જોઇએ. એમ છે તો ઉત્તમ ગુણને લીધે વખાણવા લાયક, દયાળુ, મનને અંકુશમાં રાખનાર, સ્થિર હેત રાખનાર તથા ધર્માત્મા એવા પતિ તરફ પહેલાં કહ્યું, તે મુજબ સ્ત્રીએ વર્તવું, એમાં શું આશ્ચર્ય? આ પ્રમાણે કહી અનસૂયાને નમન કરી સીતાજી પોતાના સ્વામી શ્રી રામચંદ્રજી સાથે તેઓની આજ્ઞા લઈ ત્યાંથી વિદાય થયાં.

એમ કહીને હંસી બોલી, તેટલા માટે મારા પ્રાણપતિને જોઇને જ હું જીવી શકું છું. આ વાત સાંભળીને દુર્ગન્ધા બગલી પોતાના મનમાં ઘણી શરમાઈ ગઇ, અને પતિવલ્લભા હંસીનાં ઘણાં વખાણ કરી પોતાને સરોવર ચાલી ગઈ. ત્યાં પહોંચ્યા પછી પોતાના રૂપ અને જુવાનીનો તોર તજી, પોતાના પતિની સેવા તનમનથી કરવા લાગી.

ભાભીજી, આટલા સારુ કહું છું કે, જે સ્ત્રી પોતાના સ્વામીની સેવા હેતભાવથી નહીં કરશે, તે દુર્ગન્ધા બગલીની માફક માનભંગ પામશે.

આ બધી વાત સાંભળીને સાસુ, નણન્દ, જેઠાણી, દેરાણી વગેરેએ ડાહીગવરીનાં ઘણાં વખાણ કર્યાં, ને તેને આશીર્વાદ દીધો કે, તારા પતિનો પ્યાર તારાપર અખંડ રહો અને દિન દિન તમારા બેમાં ચંદ્રચકોરની માફક પ્રીતિ વધતી જાઓ.

આટલી કથા રત્નગવરીને કહીને ચંદ્રશંકર પાઠક બોલ્યા કે, જે સ્ત્રી પોતાના સાસરામાં ડાહીગવરીની માફક વર્તશે, તે બંને કુળને શોભા આપશે, અને માબાપની તથા સાસુ સસરાની કીર્ત્તિ વધારશે તથા આ લોક અને પરલોકમાં હમેશાં ઉંચું સુખ ભોગવશે.

---

ત્રીજો અધ્યાય સમાપ્ત.

---

## અધ્યાય ૪ થો.

### વૃદ્ધાવસ્થાનો પ્રારંભ.

ધરમદાસ શેઠે સુલક્ષણાને કહ્યું કે, યુવાવસ્થાની કથા સાંભળીને મારું મન ઘણું પ્રસન્ન થયું છે. હવે વૃદ્ધાવસ્થાની હકીકત સાંભળવાની મારી ઈચ્છા છે. સુલક્ષણા બોલી, સ્વામી-નાથ, ચંદ્રશંકર પાઠક રત્નગવરીને જ્યારે યુવાવસ્થા શિખવી ચૂક્યા, ત્યારે તેને કહ્યું કે, વહાલી પુત્રી, હવે વૃદ્ધાવસ્થાની કથા શિખવાનો આરંભ કરો, કે જેનું પહેલું વાક્ય આ છે;—

#### દોહરા.

વૃદ્ધાવસ્થા પામીને, લહે ન મન સંતોષ;
જીવથી જોડાઇ રહે, લોભ મોહ ને રોષ. ૬૮
ચકિત થાય વિદ્વાનથી, સદ્ગુણ દેખી વિશેષ;
કામાદિક રિપુ* જીતતાં, હોય સ્તુતિ હમેશ. ૬૯

ચંદ્રશંકર બોલ્યા કે, ભાવનગરમાં શિવશંકર નામના એક પણ્ડિત રહેતા હતા. તેની સત્યગવરી નામની સ્ત્રી ઘણી ગુણ-વાન્, બુદ્ધિમાન્, દયાળુ, ધર્મ સમજનારી ને તેપર ભાવ રાખ-નારી હતી. ગૃહસ્થાઈના ધર્મથી તે સારી રીતે વાકેફગાર હતી, ને પોતાના ઘરમાં તે બધાને માથે હતી. દૂધ ઘી વગેરે સર્વ ચીજ તેને ત્યાં જોઇએ તેટલી હતી, તોપણ વિદ્યા અને ધનનો સંચય કરવાનો તે હમેશાં યત્ન કરતી. કહ્યું છે કે, બુદ્ધિમાન્ પુરુષે જરૂર પોતાને અજર† તથા અમર સમજીને વિદ્યા અને

---

* ૭ શત્રુ—કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર.

† જેને જરા—વૃદ્ધપણનાં ચિન્હ નહીં તે.

ધનનો સંચય કરવો, અને મોતે આવી આજે જ ગળું ઝાલ્યું હોય ને ધર્મનું આચરણ કરવા મંડીએ તેમ રોજ કરવું. તે બુદ્ધિમાન્ સ્ત્રી હમેશાં પોતાના ઘરની સંભાળ રાખતી. દરેક વસ્તુપર નજર રાખ્યા કરતી. જે ચીજ વપરાતાં વપરાતાં થોડી રહેતી, તે પહેલાંથી જ વગે પડતી મંગાવી રાખવાની પેરવી કરતી; આમ કરવાથી પાડાપડોશીને ત્યાંથી માગી લાવવાની કે લગનના ઢોલીની માફક મોઘું સોંગું જેવું મળે તેવું મંગાવવાની જરૂર પડતી નહીં. જે રૂપિઆ પૈસા ઘરના ખરચ માટે ઉપડતા, તેનો હિસાબ રાખતી. ઘરકારભારનો સઘળો બોજો પોતે ઉપાડતી, કદીપણ પોતાના પતિ કે પુત્રને ઘરની ખટપટમાં નાંખી તેમને રોકતી નહીં. શિવશંકર પોતે પત્ર સાથે એક ચિત્તથી પોતાના કામધંધામાં મચ્યા રહેતા, ને કદી પણ ઘરના કામકાજની ચિંતા તેમને રહેતી નહોતી. સત્યગવરી એટલી કાળજી રાખીને ખરચ કરતી કે, એક દમડી પણ નકામી જવા દેતી નહીં. હાથ રાખીને ખરચ કરનારા માણસ હમેશાં સુખી રહે છે. કહ્યું છે કે, જે માણસ એક દમડી, શા હીસાબમાં છે એવું ગણે છે, તે આખરે દ્રરિદ્ર થાય છે, અને એક ક્ષણ તે કંઇ ઉપયોગનો વખત નથી એવું જે ગણે છે, તે મૂર્ખ રહે છે. કવિનું વચન છે કેઃ-

### દોહરો.

કોડી કોડી જોડીને, ધની* થાય ધનવાન;

અક્ષર અક્ષર શિખતાં, જ્ઞાની થાય વિદ્વાન. ૭૦

હદમાં રહી કમી ખરચ કરનારા દરિદ્રતાને જિતી લે છે, અને હદ બહાર જઈ ખરચ કરનારા નક્કી દરિદ્રતાના

---

* ઘણો જ દ્રવ્યવાન.

ફાંસામાં ફસી પડે છે, તેટલા માટે માણુસે હમેશાં હદમાં રહીને ઘરનો ખરચ કરવો યોગ્ય છે. સત્યગવરીને ઘેર જે ચીજ આવતી, તેને એવી રીતે તે વહેંચી આપતી કે, નાનાં મોટાં દરેકને તે પહોંચી રહે. વરસાદના દિવસમાં ઘરના દરેક ભાગની રોજ દેખરેખ રાખતી, ને કદાપિ કોઈ ભાગ પડી જવા જેવો માલમ પડતો અથવા કોઈ ભાગમાં પાણી ગળતું તો તે તરત સમું કરાવતી. વળી ઘરનાં કિમતી કપડાં, કાગળપત્ર વગેરે વસ્તુઓને વખતોવખત તડકો ખવડાવતી. ચોમાસામાં અને શિયાળામાં જે વસ્તુની તેને જરૂર લાગતી તે પહેલાંથી ખરિદ કરી રાખતી, અને જે વસ્તુ જે ઋતુમાં થતી તે વસ્તુઓ તે ઋતુમાં પોતાની જરૂર અને ગુંજાસ પ્રમાણે ખરીદ કરી ભરી મૂકતી; કેમકે મોસમ ગયા પછી તેવી વસ્તુઓ મોંઘી થાય છે. પોતાનાં ઘરનાં સઘળાં માણુસોને વહેલા ઉઠવાની ટેવ પાડતી, અને સઘળાં સ્વચ્છ તથા ચોખાં રહે, તે માટે પૂરતી કાળજી રાખતી. તેના ધાકથી વહુઆરુ પોતાનાં બાળકને મેલાં રાખી શકતી નહીં, ને મેલાં લુગડાં પહેરાવી શકતી નહીં. સત્યગવરી ઘણું ખરું પોતે નાનાં છોકરાંઓની ખાવાની તજવીજ રાખતી, અને કક્કાના અક્ષર તથા આંક શિખવ્યા કરતી. સઘળી વહુઓને પોતાના કહ્યામાં રાખતી અને તેમને ઘરધંધો બતાવતી, તથા તેઓ પોતપોતાનાં બાળકને સારી શિખામણ આપે તેવો બોધ કર્યા કરતી. ઘરનાં સઘળાં માણુસપર એક સરખું હેત રાખતી, કપડાં ઘરેણાં સઘળાંને બરોબર કરાવતી. માંહો માંહે કોઇને તે લડવા દેતી નહીં. સત્ય ગવરી ઘરમાં જે ગાય, ઘોડા વગેરે જાનવર પાળતી, તેમને ખાવાપીવાની પૂરતી જોગવાઈ કરતી;

કદી પણ તેવા જનાવરને તે દુઃખી રાખતી નહીં. પોતાના ચાકરનફરને તે કહેતી કે, એ બચારાં અવાચક પશુ છે, તેને ભુખ્યાં તરસ્યાં રાખવાં જોઇએ નહીં; જે એને નકામું દુઃખ દે છે, તે ઈશ્વરના ઘરનો ચોર થાય છે. ઘરના નોકરોપર ધાક રાખતી, તેની સાથે તેમનાપર દયા પણ રાખતી. તેની વહુઓમાં એક મિથ્યાભાષિણી નામની હતી. તે પોતાના બાળકને જૂઠું બોલી બોલીને ડરાવ્યા કરતી હતી ને તેમને કેટલીક વાર ખોટાં લાડ લડાવતી. આ વાતની સત્યગવરીને ખબર પડતાં તેણે તેને કહ્યું કે, વહુ, જૂઠું બોલવું એ ઘણું ખોટું છે. આપણા અણસમજુ અને નિર્દોષ બાળક આગળ જૂઠું ન બોલ્યા કરો, કેમકે જ્યારે તે બાળક એમ જાણશે કે, અમારી મા અમને જૂઠું બોલીને ડરાવ્યા કરે છે ને સતાવે છે તો મોટાં થયા પછી એમનો સ્વભાવ પણ જૂઠું બોલવાનો થશે, ને એવી ટેવ પડે એ ઘણું નઠારું છે. કોઈ કવિનું વચન છે કેઃ—

દોહરો.

જૂઠું કદી ન બોલવું, જૂઠ પાપનું મૂળ;<br>
જૂઠાના ભરુસાતણી, કરે ન કોઈ ભૂલ. ૭૧

જે આ વાતપર ધ્યાન નથી આપતાં, તે ભરવાડના છોકરાની માફક આખરે પસ્તાય છે. વહુએ પૂછ્યું કે, એ શી રીતે? સત્યગવરીએ કહ્યું કે, સાંભળો તે વાત.

એક ભરવાડનો છોકરો રોજ ઘેટાં ચરાવવાને માટે જંગલમાં જતો હતો. તે જૂઠી જૂઠી બૂમ પાડતો કે, ધાજો રે ધાજો; વાઘ આવીને આ ઘેટાંને લઈ જાય છે. આવી એની બૂમ સાંભળીને ગામના લોક ત્યાં દોડી આવતા ત્યારે તે હસી પડતો, ને લોકો બચારા ખસીયાણા પડીને પાછા જતા.

આ પ્રમાણે બે ચાર વાર થયું, ત્યારે લોકો સમજી ગયાં કે, એ છોકરાને જૂઠું બોલવાની ટેવ પડી છે. એક દીવસ એવું બન્યું કે, ખરેખરજ વાઘ આવ્યો, અને એક ઘેટાને લઇને તે ચાલવા માંડ્યો; ત્યારે તે છોકરાએ બહુએ બૂમ પાડી શોરબકોર કરી મૂકયો, પણ તેની બૂમ ખોટી છે, એવું સમજીને ગામનું કોઈ પણ માણસ બહાર નિકળ્યું નહીં; તેથી વાઘ ઘેટાને લઈ ગયો ને તે છોકરો મનમાં પસ્તાવો કરવા લાગ્યો. કહ્યું છે કેઃ—

### દોહરો.

જૂઠા બોલા જનતણું, કદી ન માને કોય;
નિજ દુઃખ* બોલે ભાંડ પણ, જન મન જૂઠું હોય. ૭૨

તેટલા માટે હું કહું છું કે, બાળકને જૂઠું બોલતાં શિખવવું સારું નથી. સત્યગવરીનું જેવું નામ હતું તેવાજ તેનામાં ગુણ હતા. એક દિવસ તેના છોકરાનો છોકરો રસ્તામાં રમતો હતો, તેવામાં એક રેશમી કોરનો ધોતીજોટો રસ્તામાં પડેલો તેના જોવામાં આવ્યો. આસપાસ કોઇને ન જોયાથી દોડીને તે જોટો તેણે ઉઠાવી લીધો, અને ઘરમાં લઈ જઈ પોતાની દાદીમા સત્યગવરીને આપ્યો. સત્યગવરીએ તે જોઈ છોકરાને પૂછયું કે, એ તું કયાંથી લાવ્યો. તે છોકરો બોલ્યો કે, મા, હું બહાર રમતો હતો, તે વખતે રસ્તામાં મારા જોવામાં આવ્યો; ત્યાં કોનો પડી ગયો, તે હું જાણતો નથી. એનો કોઇ ધણી થયલો જણાયો નહીં; તેથી હું ઉઠાવી લાવ્યો છું. સત્યગવરી કહ્યું, અરે મૂર્ખા, દોડ, જા એને ચોકીમાં આપી આવ; કેમકે એનો માલીક હમણાં એ ધોતીજોટાને શોધતો હશે, તો તને ચોર ઠેરવી ચોકીમાં પકડાવી દેશે,

---

* પોતાનું ખરું દુઃખ.

અને ચોકીવાળા તને ભારે શિક્ષા કરશે, તેટલા માટે જલદીથી જઈને તે ચોકીમાં પહોંચાડી આવ અને હુવે પછી એવી રીતે રસ્તામાં પડેલી કોઈની પણ જણુસ તારે ઉઠાવી લાવવી નહીં; તારો આવો સ્વભાવ મને સમૂળગો ગમતો નથી. પારકી વસ્તુ લેવી, એ હુમેશાં હલકું ને નીચ કામ સમજવું જોઈએ; કેમકે વિદ્વાનોનું વચન છે કે, જે પારકાની જણુસ ધૂળના ઢગલા જેવી ગણે છે, ને જે સઘળા જીવોને પોતાના સરખા ગણે છે, તે માણસ મહાપુરુષ કહેવાય. આ વાત સાંભળ. તે છોકરો પોતાના મનમાં ઘણો ગભરાયો ને ઝટપટ દોડીને તે ધોતીજોટો લઈ ચોકીમાં આપી આવ્યો તથા કાન પકડીને પોતાની દાદીમા આગળ બોલ્યો કે, હુવેથી કોઈની પડેલી વસ્તુ કદી પણ ઉપાડીશ નહીં, એમ કહીને પાછો રમવાને ગયો.

એક દિવસ સત્યગવરી જમીને ઉઠી ત્યારે એક કુતરો રોટલાના કકડાની લાલચથી આંગણામાં બેશી રહ્યો હતો. સત્યગવરીના છોકરાની છોકરી, જે આ વખતે આંગણામાં રમતી હતી, તેણે આ કુતરાને જોઈને તેના માથા ઉપર એક લાકડી એટલા જોરથી મારી કે, બૂમ પાડતો પાડતો તે ત્યાંથી નાઠો. આ જોઈને સત્યગવરી બોલી કે, હે દુષ્ટ છોકરી, તેં આ શું કીધું! આ બીચારા બેશી રહેલા કુતરાને તેં શું કામ માર્યો? તે બીચારો કકડા રોટલાની આશાએ અહીં બેસી રહ્યો હતો, તે તને શું નડતો હતો. આ સાંભળી તે છોકરી પોતાના મનમાં ઘણી શરમાઈ ગઈ અને બોલી કે, દાદીમા મારો આટલો અપરાધ માફ કરો. સત્યગવરી બોલી કે, બેટા, કોઈપણ જીવને નકામું દુ:ખ દેવું સારું નથી. તેનો જીવ પણ તારા જીવ જેવો જ છે. સજજનો સઘળા જીવને પોતાના જેવા જ ગણે છે.

સત્યગવરી કોઈ પણ વખત કોઇને દુઃખ પામવાં દેતી નહીં. સઘળા ઉપર સરખો દયાભાવ રાખતી. તુળસીદાસ કવિનું વચન છે કેઃ--

દયા ધરમકા મૂલ હૈ, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છાંડિયે, જબલગ ઘટમેં પ્રાન.* ૭૩

કોઇ આંધળો લૂલો તેને બારણે આવતો તો તેને કદી પણ ખાલી હાથે તે પાછો જવા દેતી નહીં; પોતાના ગજા પ્રમાણે તેને મુઠી દાણા કે પૈ પૈસો આપી વિદાય કરતી. કહ્યું છે કેઃ—

દોહરો.

દાન દીનને દેવું જે, બને ન ભૂખનો ભોગ;
ઔષધ તેને આપિયે, જેને અંગે રોગ. ૭૪

જે ખરેખરો ગરીબ ભીખારી બારણેથી નિરાશ થઇ પાછો ફરે છે, તે પોતાનું પાપ મૂકીને પુણ્ય લઇ જાય છે.

સત્યગવરી ઘરની અંદર ચોખ્ખાઇ ને સાફસુફ રાખવામાં પણ ઘણું ધ્યાન આપતી હતી. ઘરના બધા ભાગમાં લિંપાવી ગુંપાવી સારી સ્વચ્છતા રાખતી. કદાપિ જો ઉંદર નોળિયા વગેરે ઘરમાં દર પાડતાં કે ખાડા ખોદતાં તો તે તરત પૂરાવી દેતી; કેમકે તેવાં બાકાંમાં સાપ વગેરે ઝેરી જીવજંતુઓ ભરાઈ રહેવાની ધાસ્તિ રહે છે. કોઈ છોકરાં છૈયાંને ભીંતપર લખવા ન દેતી; કે તેનાપર કોયલા વગેરેના લિસોટા કરવા ન દેતી; તેમ કોઇને ગમે તે જગ્યાએ પાણીબાણી ઢોળી કાદવ કરવા દેતી નહીં. જે છોકરાંઓ બોર, તડબુજ, શેરડી

---

* દયા ધર્મનું મૂળ છે, પાપ મૂળ અભિમાન;
તુલસી દયા ન છોડવી, જ્યાં લગી ઘટમાં પ્રાણ.

અથવાં કેરી જેવા પદાર્થો ખાતાં, તેમને ઘરની અંદર ગમે ત્યાં તેના ઠળિયા, કુચા, છોતરાં કે ગોટલાં નાંખવા દેતી નહીં; એક જગ્યાએ બેસાડીને તેમને ખવડાવતી અને તેના છોતરાં, ઠળિયા, કુચા વગેરે એકઠા કરાવતી અને જ્યારે તેઓ ખાઈ રહેતાં ત્યારે સઘળું તેમની પાસે ઉપડાવી, કચરો એકઠો કરવા માટે રાખેલા કુંડામાં ફેંકાવી દેતી, અને છોકરાંઓનાં હાથ મ્હોં ધોવડાવતી. ઘરમાં ચોખ્ખું ન રાખવાથી ગંધ મારે છે, અને ઘરની દુર્ગંધ શ્વાસ લેવાની સાથે માણુસના શરીરની અંદર જાય છે, તેથી અનેક રોગ ઉત્પન્ન થાય છે, અને તે ઘરનાં માણુસ ઘણી પીડા પામે છે. તેટલા માટે ઘરની અંદર, તેમ ઘરની આસપાસ, સારા માણુસોએ કદી પણ ગંદવાડો રાખવા દેવો નહીં. જે ઘરમાં આ બાબત ઉપર ધ્યાન અપાતું નથી, તે ઘરનાં માણુસો કંઈ નહીં તો કંઈ રોગથી હેરાન થયા કરે છે, ને ઘરમાંથી રોગ નિકળતો જ નથી. વળી દુઃખ પડવાથી તે કંઈ ઉદ્યમ કરી શકતા નથી, તેથી રૂપિયા ઉછીતા લેવાથી અથવા જોઇતી વસ્તુઓ ઉધાર લેવાથી મન્દવાડમાંથી ઉઠે છે ત્યારે કંગાલ સ્થિતિમાં આવી પડેલા માલમ પડે છે; તેથી એવી દરિદ્રતાનું આ કારણ દરેક માણુસે ધ્યાનમાં રાખી તેથી દૂર રહેવું જોઇએ. સત્યગવરી નાનાં છોકરાંવાળી વહુઓને રોગિષ્ઠ પદાર્થ કદી ખાવા દેતી નહીં, અને શરદી તેમ ગરમી ન થાય તેવા પ્રકારનાં કામ તેમને સોંપી તેમની તબીએત સમાલતી હતી; કેમકે ધાવણાં છોકરાંની મા રોગિષ્ઠ ખોરાક વગેરે ખાય તો તેમના દૂધમાં વિકાર થાય છે, ને તેથી બાળક હેરાનગતિ ભોગવે છે. આટલી ચોકસાઈ રાખવા છતાં જો કોઈ બાળક દૈવયોગથી માંદું પડતું તો પોતે અથવા હોશિયાર વૈદ્ય કે ડાકટરનું ઓસડ વેસડ

કરતી. મૂર્ખ સ્ત્રીઓની માફક ધૂતારાઓનાં માદળિયાં કે ટુંચકાં ઉપર કદી વિશ્વાસ રાખતી નહીં; ને વહુઓનો તેવો વહેમી સ્વભાવ થવા દેતી નહીં. એ બાબતનો તે હંમેશાં ઉપદેશ કરતી.

વળી જે સ્ત્રીઓનાં શીલ ગુણ વગેરે તેના જાણવામાં આવેલાં ન હોય, તેવી સ્ત્રીઓને તે પોતાને ઘેર આવવા દેતી નહીં, અને પોતાની વહુઓને તેવી અજાણી સ્ત્રીઓની સોબતમાં બેસવા દેતી નહીં; કેમકે નઠારી સ્ત્રીઓ પારકાની વહુ બેટીઓને નઠારાં લક્ષણ શિખવે છે અને આખો દહાડો પારકે ઘેર ભટકયા કરે છે. આવી નઠારી સ્ત્રીઓના સંગને લીધે મોટા ઘરની સ્ત્રીઓમાં ઘણું કરીને દુષ્ટ સ્વભાવ પેશી જાય છે. પોતાને ઘેર જે ચીજ સોળ શેરની પડી હોય, તે વીસ શેર લેખે આપી દે છે, અને બારોબાર રૂપિયા વ્યાજે આપી આખરે તે ખોઈ બેસે છે. જુઓ એ કેવી મૂર્ખાઇની વાત છે કે, પોતાના ધણી વગેરેથી છાની રીતે પૈસા એકઠા કરવાની લાહ્યમાં પોતાના ઘરનું પોતે જ સત્યાનાશ વાળે છે. સ્ત્રીઓના આવા નઠારા સ્વભાવથી હમેશા ડરતાં રહેવું જોઇએ. સત્યગવરી આવી બાબતો ઉપર ઘણી ચોકસી રાખતી હતી, અને પોતાના ઘરની સ્ત્રીઓને દાખલા આપી આપી, સારી નઠારી બાબતોની તેમને સમજ પાડતી. દરેક રીતે ઉત્તમ પ્રકારનો ઉપદેશ કરી હરેક વાતમાં પોતાની બુદ્ધિનું બળ દેખાડી આપતી. શિવશંકર પણ્ડિત પોતાની સ્ત્રીની આવી પ્રવીણતા જોઇ ઘણો આનંદ પામતો, અને વારંવાર પોતાના સારા ભાગ્ય માટે પરમેશ્વરનો ઉપકાર માનતો. એક દિવસ ઉનાળામાં સત્યગવરી પોતાના પલંગપર સૂતી હતી, અને તેની ચારે વહુઓ તેની પાસે બેશી ડાહી ડાહી વાતો કરતી હતી. એવે સમયે ઘણા મધુર વચનથી એક

વહુ બોલી કે, સાસુજી, પતિવ્રતા સ્ત્રી કોને કહેવી, અને પતિવ્રતા થવાની રીત કઈ છે, તે મને કૃપા કરી સમજાવો. સત્યગવરી બોલી કે, આ ગુણ તો વિદ્યા ભણવાથી એમનો એમ આવે છે, કોઈની પાસેથી શિખવવાની જરૂર પડતી નથી, અને જે શિખીને પતિવ્રતા બનવા જાય છે, તે દુઃખ પામે છે.

એક દિવસ સત્યગવરીનો જમાઇ પોતાના સાળાને છોકરો થયો, એવી ખબર સાંભળીને એને ત્યાં આવ્યો. તેના આવવાથી સઘળાં પ્રસન્ન થયાં. પોતાના નણદોઇ જાણીને સઘળી વહુઓએ તેનો જોઇતો આદરસત્કાર કીધો અને ઘણા પ્રેમભાવથી તથા મધુર વચનથી તેની સાથે તેઓ મશ્કરીઠઠ્ઠા કરવા લાગી. આ વાત સત્યગવરીએ જાણી ત્યારે તેણે પોતાના મન સાથે વિચાર કીધો કે, વહુઓ તો પ્રેમભાવમાં વિવેક ભૂલી ગઈ જણાય છે, તેથી મર્યાદાની બહાર જઈને તેઓ વાતચિત કરે છે; પરપુરુષ સાથે સ્ત્રીઓએ આવી રીતે મશ્કરીઠઠ્ઠા કરવા ઘટારત નથી. એવો વિચાર કરીને સઘળી વહુઓને બોલાવી, પાસે બેસાડી તેણે કહ્યું કે, તમારે બધાંને આનંદ થાય તેવી શિખામણની વાત કહું છું, તે તમારે બધાંએ ખૂબ ધ્યાન રાખી સાંભળવી. જે સ્ત્રી પરપુરુષ સાથે મશ્કરીઠઠ્ઠા ઘણા કરે છે, તે હંસમુખી મેનાની માફક દુઃખ પામે છે. વહુઓએ પૂછ્યું કે, એ શી રીતે? સત્યગવરી બોલી કે, મલયાગિરિ પર્વત ઉપર એક સમડીનું ઝાડ હતું; તેમાં પોપટ અને પોપટીનું એક જોડું રહેતું હતું. તે ઝાડની પાસે એક બીજું ઝાડ હતું. તેની ઉપર હંસમુખી મેના પોતાના નર સહિત રહેતી હતી. એનો નર જ્યારે કંઈ બહાર જતો, ત્યારે તે હંસમુખી મેના સમડીના ઝાડ-

પર જઈ બેસતી ને નિખાલસ મનથી પોપટની સાથે ઘણા મશ્કરીઠઠ્ઠા કરતી. એક દિવસ પોપટી બોલી કે, હે બહેન, પરપુરુષની પાસે બેસી મશ્કરીઠઠ્ઠાની વાતો કરવી, તે સ્ત્રીને છાજતું નથી. નીતિ જાણનાર પુરુષનું વચન છે કે, પતિ હાજર ન હોય ત્યારે આમ તેમ ભટકવું અને સ્વચ્છંદે વર્તવું, એ સ્ત્રીઓમાં દૂષણ ગણાય છે, એટલા માટે પોપટની સાથે મશ્કરીઠઠ્ઠા કરવા, એ તને લાયક નથી. મેનાએ આ હિતનાં વચન ઉપર ધ્યાન આપ્યું નહીં. એક દિવસ એ મેનાના નરે પોપટની સાથે વાતચિત કરતી તેને જોઇ, તે ઉપરથી પોતાના મનમાં ગુસ્સો આવવાથી હુંસમુખી મેના સાથે હેતભાવથી વાતચિત કરવાનું તેણે છોડી દીધું. પોતાના પતિને પોતાથી નારાજ થયલો જાણી મેના ઘણું વિમાસણ કરવા લાગી ને ઘણી દિલગીર થઈ. તેના ગુસ્સાનું કારણ જાણવાથી પોતે નિર્દોષ છે, એવું અનેક પ્રકારે સમજાવવા માંડ્યું, પણ તેનું મન માન્યું નહીં. પછી ઘણી ઘણી મહેનતે તેણે પોતાના પતિની ખાતરી કરી રાજી કીધો. તેટલા માટે કહું છું કે, પરપુરુષ સાથે મર્યાદા છોડી દઇ મજાક મશ્કરીની વાતો કરવી, એ સારું નહીં. કોઇ કવિનું વચન છે કેઃ–

### દોહરો.

ભલું ન અતિશય વરસવું, અતિશય ભલી ન ધૂપ;*
અતિશય ભલું ન બોલવું, અતિશય ભલી ન ચૂપ. ૭૫

આ વાત સાંભળીને વહુએ સમજી ગઇ ને ત્યાર પછી પોતાના નણદોઈ સાથે મજાક મશ્કરીની વાતો કરવી મૂકી દીધી.

રત્નગવરીને આ કથા સંભળાવીને તથા બરોબર સમજાવીને ચંદ્રશંકર પાઠક બોલ્યા કે, જે સ્ત્રી ઘડપણમાં સત્ય-

* તડકો તાપ.

ગવરીની માફક વર્તશે, તેનું હમેશાં કલ્યાણ થશે અને યશ તથા કીર્ત્તિ વધારી સંસારમાં સુખ સંપત્તિ મેળવશે.

સુલક્ષણા શેઠાણીએ પોતાના પતિને કહ્યું કે, રત્નગવરી ત્રણે અવસ્થાની કથા સારી રીતે શિખી રહી ત્યારે વિદ્યાનો ચમત્કાર તેનામાં જણાવા લાગ્યો. પોતાનો વિનય તથા યોગ્યતા માતપિતા વગેરે સઘળાને બતાવવા લાગી. તેની માએ તેનો શાન્ત સ્વભાવ, આવી રીતે સદ્‌ગુણથી ભરેલો જોયો ત્યારે તેને નક્કી લાગ્યું કે, હવે આ પુત્રી પોતાને સાસરે જઇ સઘળા પ્રકારનું સુખ મેળવશે અને માબાપની આબરુ વધારશે. ચતુર માણસની ચાલ ને રીત ભાત છૂપી રહેતી નથી. કોઇ કવિનું વચન છે કેઃ—

### દોહરો.

શ્રવણ* નયન મુખ નાસિકા, સહુને એક જ ઠામ;
તર્ક વર્તણુક ચતુરનાં, જૂદાં આઠે જામ. ૭૬

ચંદ્રશંકર પોતાની પુત્રીની ચતુરાઇ તથા હોશિયારી જોઇ મનમાં ઘણો આનંદ પામ્યા, તથા ઈશ્વરનો ઘણો ઉપકાર માનવા લાગ્યા કે, હે સર્વ શક્તિમાન્ કરુણાનિધાન, નિર્ગુણ નિર્વિકારી એવા ઈશ્વર! તમને ધન્ય છે કે, મારા જેવા અજ્ઞાની- પર દયા લાવીને મારી દીકરીને નવો જન્મ આપ્યો, અને દુઃખરૂપી સમુદ્રમાં તે ડુબી હતી, તેનાપર કૃપાદૃષ્ટિ કરી તેમાંથી તેને કહાડી; હું તારો ફરી ફરીને અંતઃકરણથી ઉપકાર માનું છું.

### દોહરા.

દીનબંધુ કરુણાસદન,† ધન્ય ત્રિભુવન નાથ;
તમે કૃપા કરીને કરી, દીન અનાથ સનાથ. ૭૭

---

* કાન. † કરુણાના ધામ-ભંડાર, પરમેશ્વર.

ગુણ મતિબળ અભિમાનથી, જશ પામે નહિ કોય;
પામે જશ જો જગતમાં, કૃપા તમારી હોય. ૭૮
ધન્ય ધન્ય પ્રભુ ધન્ય છે, ધન્ય ગરીબનિવાજ;*
જેને પગ નહિ પગરખાં, તેને દે ગજરાજ.† ૭૯
કોણ શકે તમ યશ કહી, પ્રભુ છો દીનદયાળ;
જરા દયાદષ્ટિ કરી, ક્ષણમાં કરતા ન્યાલ. ૮૦
એવા કરુણાધીશને‡, ભજે ન મનથી જેહ;
તે નર પશુ સમાન છે, મનુષ્નો ધરી દેહ. ૮૧
ભજ મન દીનદયાળને, તું પામે વિશ્રામ;
જેની કૃપાકટાક્ષથી,§ પૂર્ણ થાય મન કામ. ૮૨
દયાળ કરી મુજપર દયા, ભક્તિ દે પિતુમાત;
જેથી રિપુદળ‖ જીતીને, ભજું તને દીન રાત. ૮૩

આ પ્રમાણે સંપૂર્ણ કથા સુલક્ષણા શેઠાણીને મ્હોંડે સાંભળી ધરમદાસ શેઠ ઘણા પ્રસન્ન થયા, અને પોતાની પુત્રી કળાવતીના અભ્યાસપર તનમનથી ધ્યાન આપવા લાગ્યા. કળાવતી ભણીગણી ઘણી ગુણવાન્ તથા હોશિયાર બની ત્યારે તેના લાયક ઘર તથા વર શોધી કાઢીને તેનાં લગ્ન કીધાં. કળાવતીએ પોતાને સાસરે જઈ પોતાનાં સાસુ સસરા વગેરે સઘળાંનાં મનને આનંદ આપ્યો, અને પોતાનાં માબાપની ઘણી આબરુ વધારી.

જે કન્યા આ ગ્રંથ ચિત્ત લગાડીને વાંચશે, તે પણ કળાવતી વગેરેની પેઠે વખાણને પાત્ર થશે અને સાસરામાં એક શણગારરૂપ થઇને બંને કુળની શોભા અને પ્રતિષ્ઠા વધારશે, તથા આ લોક અને પરલોકમાં હમેશાં અનેક પ્રકારનાં ઊંચાં સુખ ભોગવશે.

---

* ગરીબનો બેલી. † હાથી. ‡ પરમેશ્વર. § કૃપાદૃષ્ટિ.
‖ શત્રુનું ટોળું–લશ્કર. જુઓ પાનું ૫૫ ટીકા.

વિનય શિલ ગુણ યોગ્યતા, સર્વ સ્થળ સન્માન;
નક્કી પામે તે સુતા,* ભણે આપી જે ધ્યાન. ૮૪
કહું સ્વદેશી બંધુને, વચન હું વિનય સહિત;
સુણો વિનતિ કરીને દયા, ધરો પછી નિજ ચિત્ત. ૮૫
જો ઘર વર સુંદર ગુણી, જોવા ઇચ્છા હોય;
પ્રેમે શિખવો પુત્રીને, તો વિદ્યા સહુ હોય. ૮૬
લાયક વર શોધો જુઓ, ગુણ ને દોષ સમાન;
કાગડી પરણે હંસને, ન લે સ્નેહ સન્માન. ૮૭
હિત ને અહિત વિચારથી, કરે વચન પરમાણ;
સદા શિખામણ સાંભળે, તેનું થાય કલ્યાણ. ૮૮
જેહ સુતા આ ગ્રંથને, શિખે ધરી વિશ્વાસ;
રામલાલ તેની પ્રભૂ, પૂરે મનની આશ. ૮૯
શુભ પુરાણ† ઋષિ‡ વ્યોમને,§ જાન્યુઆરી માસ;
તે દિન આરંભી કર્યો, પૂરો ગ્રંથ પ્રકાશ. ૯૦

---

**સમાપ્ત.**

---

* છોકરી. †પુરાણ-૧૮. ‡ ઋષિ-૭.
§ વ્યોમ-આકાશ-૧ (પુરાણ ઋષિ વ્યોમ-સને ૧૮૭૧).

## મુંબઈ ઇલાકાના ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન અને વડોદરા રાજ્યના દેશી કેળવણી ખાતાએ ઇનામ માટે મંજુર કરેલાં પુસ્તકો:—

---

**૧ નળાખ્યાન**—પ્રેમાનંદકૃત-સટીક-કડવાં ૧-૨૫ આવૃત્તિ ૨ જી, યુનિવર્સિટી સ્કૂલ ફાઇનલ પરીક્ષા માટે ખાસ ઉપયોગી. પ્રગટ કરનાર દામુભાઈ ડાહ્યાભાઇ મહેતા અને છગનલાલ ઠાકોરદાસ મોદી. કિં. ૧-૦-૦ ટપાલ એક આનો.

**૨ નીતિબોધ**—આવૃત્તિ ૨ જી-નીતિના સંબંધનું દૃષ્ટાંત સહિત બોધદાયક પુસ્તક-છગનલાલ ઠાકોરદાસ મોદી. કિં. ૦-૬-૦, ટપાલ એક આનો.

**૩ પુત્રીશિક્ષા**—વડોદરા રાજ્યના દેશી કેળવણી ખાતાની ખાસ સૂચના અને આશ્રયથી તૈયાર કરેલું સ્ત્રી ઉપયોગી પુસ્તક-આવૃત્તિ ૫ મી. છગનલાલ ઠાકોરદાસ મોદી. કિં. ચાર આના, ટપાલ અર્ધો આનો.

---

## વડોદરા રાજ્યના દેશી કેળવણી ખાતાએ ઇનામ માટે મંજુર કરેલાં.

---

**૧ વધૂ બોધ**—વડોદરા રાજ્યના દેશી કેળવણી ખાતાના આશ્રયથી પ્રગટ કરેલું સ્ત્રી ઉપયોગી પુસ્તક-આવૃત્તિ ૨ જી. દામુભાઇ ડાહ્યાભાઇ મહેતા. કિં. ૭ આના, ટપાલ અર્ધો આનો.

**૨ ગુજરાતી કહેવતો**—કહેવત વિષે નિબંધ સહિત આજ સુધી નહીં છપાયલો એટલો મોટો સંગ્રહ કરી, પ્રગટ કરનાર દામુભાઈ ડાહ્યાભાઇ મહેતા. કિં. ૧-૨-૦, ટપાલ બે આના.

**૩ હિતવચનમાળા**—છગનલાલ ઠાકોરદાસ મોદી. કિં. એક આનો ટપાલ અર્ધો આનો.

મુંબઇ ઇલાકાના તથા ગાયકવાડ સરકારના સરકારી કેળવણી ખાતાએ ઇનામ તથા લાયબ્રેરીને માટે પસાર કરેલાં પુસ્તકો.

---

## મહારાણી શ્રીવિક્ટોરિઆનું જીવનચરિત્ર.

રચનાર–ઈચ્છારામ સૂ. દેશાઇ.

મહારાણીશ્રીનું સંપૂર્ણ ચરિત્ર ઉમદા છબીઓ સાથે. પુઠાં પાકાં ગીલ્ટનાં નામવાળાં, બીજી આવૃત્તિ. કિંમત રૂ. ૧॥).

## બાળકોનો આનંદ ભાગ ૧ લો તથા ૨ જો.

અનુકરણ કર્ત્તા–ઈચ્છારામ સૂ. દેશાઈ.

બાળકોને આનંદ આપનારાં ૭૫ ચિત્રો સાથે. ત્રીજી આવૃત્તિ. બાળકોને રમુજ સાથે જ્ઞાન આપે એવું અતિ ઉત્તમ પુસ્તક, બાળક તેમજ નાનાં મોટાં સ્ત્રીપુરુષને વાંચવાજોગ. દરેક ભાગની કિં. ૦–૧૦–૦

## રાસેલાસ.

ઈંગ્લંડના પ્રસિદ્ધ વિદ્વાન ડૉ. જોન્સ કૃત એક રસીક બોધક નોવેલરૂપી નિબંધ. દરેક વિદ્વાન્ એ પુસ્તકને પોતાની લાયબ્રેરીમાં રાખે છે. એમાં સુખ દુઃખનું બહુ અચ્છું ચિત્ર આલેખવામાં આવ્યું છે. કિં. રૂ. ૦–૧૦–૦

# સ્ત્રી ગીત સંગ્રહ.

## નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીતો.

સ્ત્રીઓને જનોઇ, વિવાહ અને સીમંત વખતે ખાસ ગાવાનાં ગીતોનો સંગ્રહ.

સંગ્રહ કર્તા—કવિ નર્મદ.

બ્રાહ્મણ, વાણિયા, . સોની આદિ ગુજરાતની સર્વ જ્ઞાતિમાં વિવાહાદિ પ્રસંગે એમાંનાં ગીતો ગવાય છે. એમાંનું એક પણ ગીત એવું નથી કે, જે ગુજરાતની સ્ત્રીઓ વિવાહાદિ પ્રસંગે ગાતી નહીં હોય. આપણી જૂની ગુજરાતી ભાષા કેવી હતી, તે જાણવાનુ મોટું સાધન, લોકગીત કે સ્ત્રીગીત જ છે. પ્રત્યેક શાળામાં બાળાઓને શીખવવામાં વાંધા વગરનો એ ગ્રંથ છે. મૂળ કિંમતમાં મોટો ઘટાડો કરવામાં આવ્યો છે. કાગળ ઉત્તમ અને પુંઠું રમકડાં જેવું. સ્નેહીઓની બાળાઓને ભેટ આપવા લાયક આ એક જ પુસ્તક છે.

**કિંમત માત્ર ૧૦ આના—ટપાલ એક આનો.**

| | રૂ. આ. પા. |
|---|---|
| **વિદુરનીતિ**—ગુજરાતી (પાંચમી આવૃત્તિ) ... ... | ૦– ૨–૬ |
| **શુક્રનીતિ**—(બીજી આવૃત્તિ) ઘણા મોટા સુધારા વધારા સાથે એમાં વ્યવહારોપયોગી ને નીતિની અનેક બાબતોનો સંગ્રહ છે. | ૧– ૪–૦ |
| **નળાખ્યાન**—(*નર્મદ સંશોધિત.) ... ... ... | ૦– ૫–૦ |
| **ભર્તૃહરિ શતકચતુષ્ટય સંગ્રહ**—પુષ્કળ સુધારા વધારા સાથે, આ ત્રીજી આવૃત્તિ કાઢવામાં આવી છે. કોલેજના વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે તેટલા માટે કૈલાસવાસી રા. રા. તીલાંગની આવૃત્તિ પ્રમાણે શ્લોકોની ગોઠવણ રાખવામાં આવી છે. એમાં નીતિ શતક, શૃંગાર શતક, વૈરાગ્ય શતક, વિજ્ઞાન શતક, અને પ્રકીર્ણ શ્લોકોનો સંગ્રહ છે. મૂળ, ભાષાંતર, ઉત્થાનિકા અને જરુરને સ્થળે ટીપ્પણ આપવામાં આવ્યાં છે. ... ... ... ... ... | ૦–૧૨–૦ |

* ટેક્સ બૂક.